॥ વિજયતે શ્રીબાલકૃષ્ણપ્રભુઃ ॥
॥ શ્રીયદુનાથમહાપ્રભુઃ પ્રસીદતુતમામ્ ॥

પ્રભુચરણ શ્રીગુસાંઇજીકૃત

# નવ વિજ્ઞપ્તિઓ

[મૂળ સંસ્કૃત શ્લોક તથા ગુજરાતી ભાષાંતર સહિત]

: પ્રકાશક :
શ્રીગોવિન્દપ્રભુ ટ્રસ્ટ, સૂરત.

વૈષ્ણવવાણીનું ૧૯૯૪ના વર્ષનું ભેટપુસ્તક

## શ્રીમદ્‌વિઠ્ઠલેશ પ્રભુચરણ શ્રીગુસાંઇજી કૃત

### નવ વિજ્ઞપ્તિઓ

#### વિજ્ઞપ્તિ-૧

ક્રિયાન્પૂર્વં જીવસ્તદચિતકૃતિ શ્ચાપિ ક્રિયતી,
ભવાન્ યત્સાપેક્ષો નિજચરણદાને બત ભવેત્;
અતઃ સ્વાત્માનં સ્વં નિરૂપમ મહત્ત્વં વ્રજપતે,
સમીક્ષ્યાસ્મન્નેત્રે શિશિરય નિજાસ્યાંબુજ રસૈઃ. ૧

હે વ્રજપતિ, આપ આપના ચરણકમલના દાનમાં સાપેક્ષ થશો, જીવ પાસે સાધનની અપેક્ષા રાખશો તો જીવ દુઃખી થશે. કેમકે પ્રથમ તો એ જીવ કેવો અને તેની આપને આનંદ આપી શકે એવી કૃતિ કઈ? માટે આપ આપનું નિરુપમ માહાત્મ્ય વિચારી આપના શ્રીમુખારવિંદના રસથી, વદનારવિન્દનાં દર્શનથી, મારા બંને નેત્રોને શાંતિ આપો.

સ્વદોષાન્ જાનામિ સ્વકૃતિવિહિતૈઃ સાધન શતૈ-
રભેદ્યાંસ્ત્યક્તું ચાપટુતરમના યદ્યપિ વિભો;
તથાપિ શ્રીગોપીજનપદપરાગાંચિત શિરા-
સ્ત્વદીયોસ્મીતિ શ્રીવ્રજનૃપ ન શોચામિ મુદિતઃ. ૨

મારી કૃતિથી કરાયેલાં સેંકડો સાધનોથી પણ અભેદ્ય, ન નિવારી શકાય એવા મારા અતિ પ્રબળ દોષોને હું જાણું છું. વળી અભિમાન તો એ છે કે તે દોષોનો ત્યાગ કરવા

મન તૈયાર નથી. જો કે આપ વિભુ છો, સમર્થ છો. હું તો કેવળ અસમર્થ છું. આપ દોષોના સમૂહનો નાશ કરી શકો છો. આમ હોવા છતાં પણ શ્રીગોપીજનોનાં ચરણકમલના પરાગથી મારું મસ્તક અંકિત થયેલું છે તેથી હું આપનો જ છું. એટલે, હે વ્રજપતિ ! મને આનંદ છે, શોચ નથી.

ધૃતં યદર્થે વપુરેતદાસીત્
તદિચ્છયા યદ્ભવિતા તદસ્તુ,
પ્રભો કૃપાલો યદિ રોચતે તે
વિજ્ઞાપનીયં ન કદાપિ કિંચિત્. ૩

જે પ્રભુને માટે આ દેહ ધારણ કર્યો તેની ઇચ્છા મુજબ ભલે જે થવાનું હોય તે થાવ. હે દયાળુ પ્રભુ આપને રુચે તે જ આપ કરો છો, પછી અમારે પ્રાર્થના કરવા જેવું છે જ નહીં.

યમંતરેણ ક્ષણમપ્યશક્યં
યો મન્યમાનઃ સ દિનાન્યમૂનિ,
નયામિ તેનાપિ વિના યદિત્થં
કિમસ્તિ કાપટ્યમિતોધિકં મે. ૪

જે પ્રભુ વિના એક ક્ષણ પણ રહેવું હું અશક્ય માનતી હતી તેના વિના દિવસોના દિવસો આ પ્રમાણે હું વહી રહી છું, આથી વધુ કપટ મારું કયું હોઈ શકે ?



આસારૈઃ પીડિતં સ્વં
વ્રજમવિતુમધાદાશુ ગોવર્ધનાદ્રિં,
દાવાગ્નિં દહ્યમાનં
તમપિબદમિતાસહ્ય ભક્તાર્તિભીતિઃ;
ગોપસ્ત્રી વિપ્રયોગા–
નલમુપશમયન્નેતિ ગોષ્ઠં દિનાન્તે,
સોપિ શ્રીગોકુલેશઃ
કિમિત કરુણયા મામિહોપેક્ષતે સ્વમ્. ૫

અતિ વર્ષાથી પીડિત પોતાના વ્રજની રક્ષા માટે આપે શીઘ્ર ગોવર્ધન પર્વતને ધારણ કર્યો, ભક્તોની આર્તિ તથા ભયને ન સહી શકતા એવા આપે વ્રજજનોને દાહ કરતા દાવાગ્નિનું પાન કર્યું, ગોપીજનોનાં વિરહાગ્નિને શાંત કરવા આપ દિનાન્તે, સંધ્યાસમયે ગોશાળામાં પધારતા, એવા શ્રીગોકુલેશપ્રભુ અત્યારે મારી ઉપેક્ષા કરે છે તે શું કોઈ વિશેષ કરુણા કરવા માટે છે ?

જાનામિ મંદભાગ્યોહં યદર્થં ગોકુલેશ્વરઃ,
ભક્તક્લેશાસહિષ્ણુત્વસ્વભાવં કુરુતેન્યથા ૬

હું જાણું છું કે હું કમનસીબ છું કેમ કે ભક્તોનું દુઃખ ન સહી શકનાર પ્રભુએ, શ્રીગોકુલેશ્વરે તેમનો એ સ્વભાવ મારે માટે ફેરવી નાખ્યો છે.

આશાતૃષ્ણાવલંબેન ત્વદ્વિયોગાધિવારિધિમ્,
અનુગ્રહગરિષ્ઠોતિતરામિહ તરામ્યહમ્. ૭

આપના વિયોગવ્યથાના સમુદ્રમાં આશારૂપી તણખલાના આધારથી રહી છું, આપના અનુગ્રહના પ્રતાપે તેને તરું છું અને તરીશ જ.

અંબુદસ્ય સ્વભાવોયં સમયે વારિ મુંચતિ,
તથાપિ ચાતકો ખિન્નો રટત્યેવ ન સંશયઃ. ૮

મેઘનો તો એ સ્વભાવ જ છે કે સમય આવ્યે જળવર્ષા કરે તો પણ તૃષાથી ખિન્ન ચાતક તેનું રટણ કર્યા જ કરે છે એમાં કોઈ સંશય નથી.

યદ્યપ્યહમપરાધી તથાપિ તવ ચરણસેવકોસ્મ્યેવ,
એવં સત્યેવં મયિ કરણં નૈવોચિતં નાથ. ૯

જો કે, હે નાથ! હું અપરાધી છું તો પણ આપના ચરણનો સેવક છું તેથી ચરણસેવકનો ત્યાગ કરવો એ આપને માટે યોગ્ય નથી.

કાલકર્માધીનતાં યત્કરોષિ મયિ સુન્દરઃ,
તદપ્યનુચિતં યસ્માત્ત્વદીયોસ્યુરરીકૃતઃ. ૧૦

હે સુંદર, કાલ તથા કર્મની અધીનતા આપ મારામાં કરો છો તે પણ યોગ્ય નથી કેમકે હું આપનો છું, આપનો અંગીકૃત છું.



સ્વતંત્રત્વેન મર્યાદાં મનુષે નૈવ ચેત્પ્રભો,
શ્રીગોકુલપ્રભુરસિ તેનૈવં દીનતાં બ્રુવે. ૧૧

હે પ્રભુ આપ સ્વતંત્ર છો, મર્યાદાને જાણતા જ નથી, શ્રીગોકુલના, ગાયોના સમુદાયના, ભક્ત સમૂહના પ્રભુ છો, પતિ છો, તેથી હું આ પ્રમાણે દીનતાથી કહું છું.

સર્વસાધનશૂન્યોહં સર્વસામર્થ્યવાન્ ભવાન્
શ્રીગોકુલપ્રાણનાથ ન ત્યાજ્યોહં કદાપિ વૈ. ૧૨

શ્રીગોકુળના પ્રાણનાથ, હું તો સર્વ સાધનોથી રહિત છું અને આપ સર્વ સામર્થ્યથી યુક્ત છો માટે હું કદાપિ ત્યાજ્ય નથી.

યત્કરિષ્યસિ તન્નાથ સ્વત એવ કરિષ્યસિ,
અતો મુહુઃ કિં વદામિ શ્રીગોપીજનવલ્લભ. ૧૩

હે નાથ, આપ જે કરશો તે આપની ઇચ્છાથી જ કરશો, આમ છે તો પછી હે શ્રીગોપીજનવલ્લભ વારંવાર હું શું કહું, શી વિનંતી કરું?

એકોપિ રેણુર્વ્રજભૂષણાઢ્યાઃ
પાતું ક્ષમઃ સર્વત એવ સર્વમ્,
અશેષતત્પાદસરોજરેણુ–
સનાથસર્વસ્ય કુતોસ્તિ મે ભીઃ. ૧૪

સમગ્ર વ્રજના આભૂષણરૂપ આપના ચરણકમલની એક પણ રજ સર્વ રીતે સર્વને પાવન કરવા સમર્થ છે ત્યારે જ્યારે એ ચરણકમલની અશેષ–સર્વ રજથી મારું સર્વસ્વ સનાથ થયું છે, પછી મને શો ભય છે?

ઘુણકીટવદ્દેવ ચોંતરંતશ્ચરતિ પ્રાણભૃતામશેષસારમ્,
અપગચ્છતિ નાપ્યુપાયલક્ષૈર્વ્રજનાથ પ્રણયઃ સ કિં સુખાય. ૧૫

હે વ્રજનાથ ! જે અંદરને અંદર જ રહે, કદી બહાર નીકળતો નથી, તે પ્રાણીઓના પ્રાણને અને લાકડાની ભીતરના સત્ત્વને અંદર રહીને ખાઈ જનારા કીડાની જેમ લાખ ઉપાયોથી પણ બહાર ન નીકળે તેવો આપના પ્રત્યેનો સ્નેહ શું સુખ આપતો હશે ?

ત્વન્નામોચ્ચારણેપ્યરિત ન જીવેષ્વધિકારિતા,
અલૌકિકત્વાત્ત્વન્નામ્નસ્ત્વદ્વાચોલૌકિકત્વતઃ. ૧૬
એવં સત્યપિ જાનામિ ત્વન્નામાદિપ્રભાવવિત્,
ઉદ્યદ્દેવ સ્વયોગ્યાં તાં કુર્વદેવ હિ રાજતે. ૧૭

હે પ્રભુ તમારા નામનું ઉચ્ચારણ કરવાનો પણ જીવનો અધિકાર નથી, કારણ કે આપનું નામ અલૌકિક છે અને જીવની વાણી લૌકિક છે. છતાં પણ આપના નામનો પ્રભાવ હું જાણું છું. જે ક્ષણે જીવ આપનું નામ લેવા ઉદ્યત થાય છે, તે જ ક્ષણે આપનું નામ લેવાની અલૌકિક યોગ્યતા લૌકિક વાણી પ્રાપ્ત કરી લે છે.

ત્વદંગીકૃતયો જીવેષ્વધિકારા યતઃ પ્રભો,
અતસ્તે ન વિચારાર્હાઃ કૃપાં કુરુ કૃપાનિધે. ૧૮

હે પ્રભુ આપે જીવનો અંગીકાર કર્યો છે, તેટલો જ જીવમાં અધિકાર છે. માટે તેનો વિચાર કરવો આપને યોગ્ય નથી. આપ કૃપાનિધિ છો માટે કૃપા કરો.



સાધિતા ભવતુ સાધિતાર્થતા
બાધિતાથ વિહિતાધિકારિતા,
ક્વાપિકાપિ ગતિરુત્સુકાસ્મ્યહં
રાધિકાચરણદાસિકા પરમ્. ૧૯

મારા સિદ્ધ થયેલા અર્થો ભલે મને આધિ–માનસિક પીડા કરો અને વેદવિહિત અધિકાર ભલે મને બાધક થાવ, મારી ગમે તે અને ગમે ત્યાં સ્થિતિ થાવ, હું પ્રસન્ન છું. કારણ કે શ્રીરાધાજીનાં ચરણની દાસી છું.

મદીયોયમિતિ જ્ઞાત્વા ન કસ્મૈત્વં પ્રસીદસિ,
યાદૃશસ્તાદૃશો વાહં તવ ચેત્ કિં વિલંબસે. ૨૦

આ જીવ મારો છે, એવું જાણી આપ કયા જીવ પર પ્રસન્ન નથી થતા, દયા નથી કરતા ? હું ગમે તેવો તો પણ આપનો જ છું. છતાં આપ વિલંબ કેમ કરો છો ?

આચાર્યચરણૈરુક્તં દૈન્યંત્વત્તોષસાધનમ્,
સ્વલ્પં બહુતરં વાપિ તદસ્તીતિ પ્રસીદ મે. ૨૧

હે નાથ, આચાર્યચરણની આજ્ઞા છે કે આપને પ્રસન્ન કરવાનું સાધન માત્ર દીનતા જ છે, એ દૈન્ય થોડું કે વત્તું મારામાં છે તેથી આપ મારા પર પ્રસન્ન થાવ.

પ્રભુસ્ત્વમેવ મે નાથ યત્કરોષિ વરં હિ તત્,
તથાપ્યધીરતામેવ માનસં મેવલંબતે. ૨૨

હે પ્રભુ, આપ જ મારા નાથ છો, જે કરશો એ ઉત્તમ જ હશે, છતાં પણ મારું મન હવે અધીરું થઈ ગયું છે.

યદિ પ્રસન્ન એવાસિ ત્વદીયોઽહં ન ચાન્યથા,
ન ચેદ્દહં તથૈવાસ્મિ સ્મર સ્વાનુગ્રહં મયિ. ૨૩

હે નાથ, આપ પ્રસન્ન હશો તોયે હું આપનો જ છું, અન્યનો નહીં અને અપ્રસન્ન હશો તોયે આપનો જ છું, અન્યનો નહીં માટે આપે મારા પર કરેલા અનુગ્રહનું સ્મરણ કરો.

યાદશી મે કૃતિર્નાથ તસ્યાઃ ફલમિદં ક્યિત્,
યાદશસ્ત્વં પ્રભુઃ કિં તુ તાદગેવ વિધીયતામ્. ૨૪

હે નાથ, જેવી મારી કૃતિ છે, તેવી કૃતિનું આવું ફળ ક્યાં સુધી ભોગવીશ ? પણ આપ તો પ્રભુ છો તે પ્રમાણે આપને યોગ્ય લાગે તે કરો.

અપિ મે સાપરાધસ્ય શિક્ષિતસ્યાપ્યજાનતઃ,
હા નાથ પાલનીયસ્ય કિમુપેક્ષોચિતા તવ. ૨૫

હે નાથ, હું અપરાધી છું, અજ્ઞાન છું, આપનાથી રક્ષણ પામવા યોગ્ય છું તો શું હું આપના દ્વારા ઉપેક્ષા કરવા લાયક છું ?

卐

## વિજ્ઞપ્તિ-૨

યદિ તુષ્ટોસિ રુષ્ટો વા ત્વમેવ શરણં મમ,
મારણે વારણે વાપિ દાસીનાં નઃ પ્રભુર્ગતિઃ. ૧

હે નાથ ! આપ તુષ્ટ હો કે રુષ્ટ હો, પ્રસન્ન હો કે અપ્રસન્ન હો, મારું શરણ આપ જ છો. હે પ્રભો ! આપ મારો, વારો કે ટોકો અમારી-દાસીઓની ગતિ-આશ્રય, અમારા પ્રભુ આપ જ છો.

ત્વદ્વિયોગે ય આદ્યો મત્ શ્વાસો નિરગમદ્ બહિઃ,
તેનૈવ સહ ચેત્ પ્રાણા ન યયુસ્તર્હિ કિં બ્રુવે. ૨

હે પ્રભો ! આપના વિયોગના કારણે મારો જે પ્રથમ શ્વાસ બહાર નીકળ્યો તેની સાથે જ મારા પ્રાણ ન નીકળી ગયા, તો હવે શું કહું !

નિરપત્રપતાં ચાન્યાં કિં બ્રુવે યોહમીદશા,
સંગમાશાં કરોમ્યેવં વિચારાદ્યનપાયિનીમ્. ૩

હે નાથ ! આપના વિયોગે પ્રાણ ન ગયા એવી નિર્લજ્જ હું, મારી બીજી નિર્લજ્જતાની તો શી વાત કરું ? આમ હોવા છતાં વિચારાદિથી પણ દૂર ન થઈ શકે એવી આપના સંગમની આશા હું રાખું છું.

એવં સતિ ત્વદીયસ્ય ત્વમેવ શરણં મમ,
ગોકુલેશ કિમપ્યસ્તુ ત્વં મા મા ત્યજ કિં પરઃ. ૪

હે પ્રભો ! આમ હોવા છતાં હું આપની છું, આપ જ મારું શરણ છો. હે ગોકુલેશ ! ગમે તે થાવ, પરન્તુ આપ મને છોડી ન દેશો, બીજું કાંઈ મારે ન જોઈએ.

ત્વત્ વિયુક્તસ્ય જીવસ્ય નિત્યતા માસ્તુ કસ્યચિત્,
કિન્તુ તત્ક્ષણ એવાસ્ય નાશ એવ વ્રજેશ્વર. ૫

હે વ્રજેશ્વર ! જે જીવ આપનો વિયોગી થાય, તેની નિત્યતા ક્યારેય ન હશો, પરન્તુ તે જ પળે તેનો નાશ થશો.

તોષસાધનરાહિત્યં યદ્યપ્યસ્તિ મયિ પ્રભો,
તથાપિ સહજૈશ્વર્યં ત્વય્યસ્તીત્યહમક્લમઃ. ૬

હે પ્રભો ! આપને સંતોષવાનું કોઈ સાધન મારામાં નથી. છતાં આપને વિષે–આપનામાં જે સહજ ઐશ્વર્ય છે તેથી મને કલેશ નથી, કલેશરહિત છું.

યદ્યપિ ત્વત્કૃપાયોગ્યં પાત્રં નાસ્તિ તથાપિ તુ,
ત્વમર્હસિકૃપાં કર્તું પિતરં વીક્ષ્ય મે પ્રભો. ૭

હે પ્રભો ! આપની કૃપાને યોગ્ય પાત્ર હું નથી છતાં પણ મારા પિતૃચરણ પર દૃષ્ટિ કરી, એમની આડીથી, આપે મારા પર કૃપા કરવી યોગ્ય છે.

મહદલ્પેથવાર્થે યા પરાશ્રયકૃતિર્મમ,
નિસર્ગદોષાત્તન્નાશોપીહ કાર્યસ્ત્વયૈવ હિ. ૮

હે નાથ ! નાના કે મોટા અર્થને માટે, સ્વભાવદોષથી, જે પરાશ્રયકૃતિ અન્યાશ્રય મારાથી થયો હોય તો તેનો નાશ આપે જ કરવો જોઈએ.



સર્વજ્ઞે ત્વય્યજ્ઞતરઃ કિં વચ્મિ વ્રજપાલક,
સર્વથાહં ત્વદીયોસ્મિ સાન્વયઃ સપરિગ્રહઃ. ૯

હે વ્રજપાલક ! સર્વજ્ઞ એવા આપની સમક્ષ, કેવળ અજ્ઞાની એવી હું શું કહું ? એટલી જ વિનંતિ કે પરિવાર અને પરિગ્રહ સહિત સર્વથા હું આપની જ છું.

સર્વથા સ્વીયતાં રાધાપ્રિય જ્ઞાત્વા સદા મયિ,
યત્કરિષ્યસિ તત્સર્વં સાધ્વેવેતિ મતિર્મમ. ૧૦

હે રાધાપ્રિય ! સર્વથા હું આપની જ છું એમ જાણીને આપ મારા વિષે જે કાંઈ કરશો એ બધું સારું જ છે એમ હું માનું છું.

કસ્યાગ્રે કથયામ્યાલિ મનોદુઃખસ્ય સંતતિમ્,
વ્રજાધીશવિયોગાબ્ધિમગ્નઃ કોપિ ન દશ્યતે. ૧૧

હે સખી ! મારા મનના દુઃખની વાતો હું કોની આગળ કરું ? વ્રજાધીશના વિયોગસાગરમાં મગ્ન એવી કોઈપણ મને દેખાતી નથી.

યત્ દૈન્યં તોષહેતુસ્તે આચાર્યૈઃ પ્રકટીકૃતમ્,
વિના સાધનસંપત્તિં તેન મેસ્તિ સ્થિરં મનઃ. ૧૨

કોઈપણ સાધનસંપત્તિ વિના, આપની પ્રસન્નતા માટે જે દીનતાનું સાધન આચાર્યચરણ (શ્રીમહાપ્રભુજીએ) પ્રગટ કર્યું છે, તેથી મારું મન સ્થિર રહે છે.

ત્વદ્દર્શનાદૃતે નૂનં દિનાનીમાનિ હૃત્પતે,
વૃથા યાંતિ ત્વદીયસ્ય નાથ ત્વં દર્શયાંતિકમ્ . ૧૩

નાથ ! હું આપની છું, આપનાં દર્શન વિના, હે હૃદયના પતિ ! આ દિવસો વૃથા જાય છે. માટે મને સમીપ લઈ દર્શન આપો.

મયિ યદ્યપિ નૈવાસ્તિ ત્વત્પ્રસાદનકારણમ્ ,
તથાપિ સ્વીકૃતં દૈન્યં મત્વા કાર્યા કૃપાનિશમ્. ૧૪

આપને પ્રસન્ન કરવાના કારણરૂપ દૈન્ય જો કે મારામાં છે જ નહિ, તેમ છતાં પણ આપની માનીને આપે મારા પર કૃપા કરવી યોગ્ય છે.

ત્વત્ વિપ્રયોગદહનજ્વરિતાસવો મે
યત્સંસ્થિતાઃ કથમપીદમતીવ ચિત્રમ્,
ભો જીવિતેશ મમ યાન્તિ કથં દિનાનિ
શૂન્યાનિ તે સ્મિતમુખાબ્જવિલોકનેન. ૧૫

હે પ્રભો ! આપના વિયોગની આગથી જલતા મારા પ્રાણ હજી કેમ કરીને ટકી રહ્યા છે એ અતિ વિચિત્ર છે. વળી હે જીવિતેશ ! આપના હાસ્યયુક્ત મુખારવિન્દનાં દર્શનથી શૂન્ય એવા દિવસો કેમ કરીને પસાર થાય છે એ પણ અતિ વિચિત્ર છે.

અપિજીવિતનાથ મન્મનો લુલિતં ત્વત્વદનં સમીક્ષિતુમ્ ,
વ્યથતે સતતં સમુત્સુકં નય માં ત્વત્પદપંકજાંતિકમ્. ૧૬



વળી, હે જીવિતનાથ ! મારું મન, આપના લલિત શ્રીમુખનાં દર્શન માટે સદૈવ લાલાયિત અને વ્યથિત રહે છે. માટે મને આપના ચરણકમળની સમીપ લઈ જાવ.

ઈદૃશઃ કોપરાધોસ્તિ હૃદયેશ ન વેદ્મ્યહમ્ ,
યેનાંતરાય એતાવાન્ શ્રીમુખાલોકને મમ. ૧૭

હે હૃદયેશ ! મને સમજ નથી પડતી કે એવો તે મારો કયો અપરાધ હશે જેથી મને આપના શ્રીમુખનાં દર્શનમાં આવો અંતરાય આવી પડયો.

સર્વાત્મના દુરાપત્વં જ્ઞાત્વાપ્યાશાં કરોમિ યત્ ,
ભ્રાંતોસ્મ્યહં ન વેતીશ ન જાને કરવાણિ કિમ્. ૧૮

હે ઈશ ! સર્વ રીતે આપની પ્રાપ્તિ દુર્લભ છે એ જાણવા છતાં આપની આશા રાખી રહી છું; જેથી મને ભ્રમ તો નથી થયો એની જાણ થતી નથી. શું કરું એ સમજાતું નથી.

શ્રુતિર્યત્પ્રાહ ગોપીશ સાધનપ્રાપ્યતાંત્વયિ,
તન્મે ન ખેદહેતુર્યત્સાધનં નાસ્તિમેણ્વપિ. ૧૯

હે ગોપીશ ! શ્રુતિઓ જે એમ કહે છે કે સાધનથી આપ પ્રાપ્ત થતા નથી તો તે મારા ખેદનું કારણ નથી. કેમકે મારામાં રંચપણ સાધન છે જ નહીં.

ત્વદીયત્વં ત્વદીયત્વં ત્વદીયત્વં યદસ્તિ મે,
તદેવ ફલમિત્યાત્મશાસ્ત્રતઃ પ્રમિનોમ્યહમ્. ૨૦

હે નાથ ! હું આપની છું, આપની છું, આપની છું, એવો જે ત્વદીયપણાનો ભાવ મને છે એજ ફળ છે એવું આત્મશાસ્ત્રથી અનુમાન કરું છું.

તથાપિ મન્નેત્રવપુ:પ્રભૃતીનાં વ્રજાધિપ,
સાક્ષાત્ત્વય્યુપભોગં મે મનઃ કામયતેતરામ્. ૨૧

હે વ્રજાધિપ ! આમ છતાં પણ મારાં નેત્રો, દેહ આદિ સર્વ અંગોનો આપનામાં સાક્ષાત ઉપભોગ થાય, એ સર્વનો આપનામાં વિનિયોગ થાય, એ પ્રકારે મારું મન કામના કરે છે.

ત્વદંતરંગભક્તાંઘ્રિપદ્મદાસ્યં વ્રજેશ્વર,
ત્વદીયતાયાઃ ફલમિત્યહં મન્યે ન ચેતરત્. ૨૨

હે વ્રજેશ્વર ! આપના અંતરંગ ભક્તોનાં ચરણકમળોનું દાસ્યપણું એજ ત્વદીયતાનું—આપના થવાનું ફળ છે, એથી બીજું કોઈ ફળ નથી એમ હું માનું છું.

યદુક્તં તાતચરણૈઃ શ્રીકૃષ્ણઃ શરણં મમ,
તત એવાસ્તિ નૈશ્ચિંત્યમૈહિકે પારલૌકિકે. ૨૩

હે નાથ ! તાતચરણે (શ્રીમહાપ્રભુજીએ) જે આજ્ઞા કરી છે કે શ્રીકૃષ્ણ મારું શરણ છે; એથી તો મને આ લોક અને પરલોકમાં નચિંતતા છે.



ઇતિ વસ્તુસ્થિતૌ સત્યામપિ ત્વત્વદનાંબુજમ્,
દ્દષ્ટું કામયતે ચેતઃ સસ્મિતેક્ષણ મોહનમ્. ૨૪

આમ હોવા છતાં પણ આપના હાસ્યયુકત તેમજ મોહક દ્દષ્ટિયુક્ત મુખારવિન્દનાં દર્શન કરવા માટે મારું ચિત કામના રાખે છે.

નાન્યાસ્તિ કામના દેહસ્થિતિરેતાદૃશી મમ,
નોચિતા તાવકીનસ્ય વિજ્ઞપ્તિરિયમેવ મે. ૨૫

હે નાથ ! મને કોઈ અન્ય કામના નથી. મારી એટલી જ વિનંતિ છે કે હું કે જે આપની છું તેની આવી દેહસ્થિતિ ઉચિત નથી.

卐

## વિજ્ઞપ્તિ-૩

યદ્દૈન્યં ત્વત્કૃપાહેતુર્ન તદસ્તિ મમાણ્વપિ,
તાં કૃપાં કુરુ રાધેશ યયા તે દૈન્યમાપ્નુયામ્. ૧

આપની કૃપા મેળવવા જે દીનતા જોઈએ તે મારામાં રંચ પણ નથી, તેથી હે રાધિકાજીના ઈશ, આપ મારા પર એવી કૃપા કરો જેથી તેવી દીનતા મને પ્રાપ્ત થાય.

સર્વેષાં જીવનં લોકે દૃષ્ટં સર્વાર્થસાધકં,
ગ્લાન્યેકફલકં જાતમધુના મમ જીવિતમ્. ૨

લોકમાં બધાનું જીવન સર્વ પ્રકારના અર્થને સાધનારું મેં નિહાળ્યું છે, જ્યારે હમણાં મારું જીવન એકમાત્ર ગ્લાનિના ફળને આપનારું બન્યું છે.

કર્તું પુનર્યથાકર્તુમન્યથાકર્તુમીશ્વરે,
સામર્થ્યં યન્મયા દૃષ્ટં ત્વય્યેવાતો ન સંશયઃ. ૩

હે ઇશ્વર! કરવાને, ન કરવાને તેમજ અન્યથા કરવાને આપ સમર્થ છો, આવું સાથર્થ્ય મેં આપનામાં જ જોયું છે; તેથી મને કોઈપણ પ્રકારનો સંશય નથી.

તં ન પશ્યામિ યસ્યાગ્રે વાર્તાં સ્વસ્ય મનોગતાં,
ઉક્ત્વા તદુત્તરં લબ્ધ્વા મનો વિશ્રામયે ક્ષણમ્. ૪

મારા મનમાં રહેલી વાત જેની આગળ કરી શકું એવું કોઈ મને દેખાતું નથી. જેથી કહેલી વાતનો ઉત્તર મેળવી એક ક્ષણ પણ મનને શાંત કરું.



અતીવ નીચા મત્પ્રાણા મૂર્ખા અપિ ગતત્રપાઃ,
સ્વસ્થિત્યયોગ્યકાલેપિ યતસ્તિષ્ઠંતિ સાંપ્રતમ્. ૫

મારા પ્રાણ અત્યંત નીચ, મૂર્ખ અને લાજ વિનાના છે; અત્યારના અયોગ્ય કાળમાં (વિરહકાળમાં) પણ પોતાની સ્થિતિ દેહમાં કરી રહ્યા છે.

શાસ્ત્રં નિયામકં તાવદ્યાવત્પૂર્ણા કૃપા નુ તે,
કૃપયા તે ન પૂર્ણસ્ય નૈવ કોપિ નિયામકઃ. ૬

આપની પૂર્ણ કૃપા થાય ત્યાં સુધી જ શાસ્ત્ર નિયામક છે, તેમની મર્યાદાનું માન રખાય છે, આપની પૂર્ણ કૃપા થયા પછી કોઈપણ નિયામક રહેતું જ નથી, શાસ્ત્રમર્યાદાઓનો ભંગ થઈ જાય છે.

સુભગા એવ જાનંતિ પ્રિયસૌભાગ્યજં સુખં,
તદ્દીનાયાસ્તદીયેતિ પ્રસિદ્ધિઃ શરણં સખિ. ૭

હે સખી, સૌભાગ્યવતીઓ જ પ્રિયના સૌભાગ્યથી ઉત્પન્ન સુખને જાણે છે, સૌભાગ્યહીન માટે તો, આપના છીએ, એવી પ્રસિદ્ધિ શરણ છે.

પ્રિયસંગમરાહિત્યાદ્વ્યર્થાઃ સર્વે મનોરથાઃ,
નિરપત્રપતાસિદ્ધ્યૈ જીવામિ સખિ સાંપ્રતમ્. ૮

હે સખી, પ્રિય શ્રીગોવર્ધનધરના સંગમ વિના બધા મનોરથો વ્યર્થ છે, મારી નિર્લજ્જતા સિદ્ધ કરવા માટે જ હવે હું જીવું છું.

ન લબ્ધસ્તાદશઃ કોપિ યસ્યાગ્રે સ્વમનોગતાં,
વાર્તામુક્ત્વા સ્વામાત્માનં ક્ષણં વિશ્રામયામ્યહમ્. ૯

જેની આગળ મારા મનમાં રહેલી વાત કહીને મારા આત્માને એક ક્ષણ હું વિશ્રામ આપું એવું કોઈપણ મને ન મળ્યું.

અદ્ય શ્વો વા પરશ્વો વા કદાચિત્ કૃપયિષ્યતિ,
નાથ ઇત્યાશયા સર્વં ગતં જન્મ કરોમિ કિમ્. ૧૦

હે નાથ, આપ મારા પર આજે, કાલે, પરમ દિવસે કે ક્યારેક તો કૃપા કરશો જ એવી આશાથી સર્વ જન્મ વીતી ગયો, હવે હું શું કરું?

તથાપિ ત્વત્કૃપાકાંક્ષા મનો મે નિરપત્રપં,
કં વા હેતું સુનિશ્ચિત્ય કરોતીતિ ન વેદ્મ્યહમ્. ૧૧

મારું નિર્લજ્જ મન આમ છતાં પણ કયા કારણથી નિશ્ચય કરીને આપની કૃપા માટે આકાંક્ષા રાખે છે, આશા સેવે છે, તેની મને જાણ નથી પડતી.

સ્વભાવતઃ સદા મેઘઃ સર્વેષાં જીવનપ્રદઃ
અને તસ્યૈવ દૌર્ભાગ્યં સોપિ યત્તમુપેક્ષતે. ૧૨

મેઘનો એ સ્વભાવ છે કે સર્વને એ જીવન રૂપ જળ આપે છે, આવો સુંદર સ્વભાવ જેનો છે એ મેઘ પણ જ્યારે કોઈની ઉપેક્ષા કરે ત્યારે તો તે જીવનું જ દુર્ભાગ્ય છે એવું મને સમજાય છે.



ત્વદીયત્વમપિ જ્ઞાત્વા મયિ કાલાદયઃ પ્રભો,
પ્રભવંતિ તતો મન્યે ત્વત્કૃપાશૂન્યતામપિ. ૧૩

હે પ્રભો, હું આપનો છું એમ જાણવા છતાં કાળાદિ પોતાનું બળ મારા પર ચલાવે છે તેથી તમારી કૃપાથી હું શૂન્ય છું, રહિત છું એમ મને લાગે છે.

વિજ્ઞપ્તૌ વાપરાધે વા પાખંડે વા મદુક્તયઃ
પર્યવસ્યંતિ કુત્રેતિ ન જાનેહં વિમૂઢધીઃ. ૧૪

મારી ઉક્તિઓ–ઉદ્ગારો વિજ્ઞપ્તિમાં, અપરાધમાં કે પાખંડમાં પરિણમે છે તે અતિ મૂઢ બુદ્ધિ હોવાથી મારી સમજમાં આવતું નથી.

રાજ્યાયોગ્યે તદાકાંક્ષા દંડાવાપ્ત્યૈ યથા ભવેત્,
ત્વત્સેવાયામહં તાદૃક્ તદવાપ દશામિમામ્. ૧૫

રાજ્ય કરવાને અયોગ્ય જો રાજ્ય કરવાની આકાંક્ષા રાખે તો જેમ તેને દંડ જ મળે તેમ આપની સેવાને અયોગ્ય હું સેવા કરવાની આકાંક્ષા રાખું છું તેથી જ આવી દશા પ્રાપ્ત થઈ છે.

સ્વીયં કૃતાગસં ચેત્ત્વં દૂરસ્થં કુરુષે યદિ,
ઇતઃ પરોધિકો દંડસ્ત્વદીયસ્ય ન વિદ્યતે. ૧૬

જો કોઈ આપનો જ હોય અને તેણે આપનો અપરાધ કર્યો હોય તો આપ તેને આપનાથી દૂર કરો એથી વધુ અધિક દંડ આપના એ જીવને છે જ નહીં.

વિયોગો બાધતે તાવત્ યાવત્ હૃદ્યેવ તે સ્થિતિઃ,
યદા બહિસ્તદા નેતિ વિચિત્રેયં સ્થિતિસ્તવ. ૧૭

હૃદયમાં જ્યાંસુધી આપની સ્થિતિ છે ત્યાંસુધી વિયોગ બાધ કરે છે, આપની બહાર સ્થિતિ હોય, સાક્ષાત દર્શન હોય ત્યારે બાધા થતી નથી, આપની આવી સ્થિતિ વિચિત્ર છે, અદ્‌ભુત છે.

ભુર્જત્વગિવ મદ્દોષા નિસ્સરંત્યેવ સર્વતઃ,
તથવાનન્યગતિકે ત્વત્ક્ષમેતિ ન મે ભયમ્. ૧૮

ભોજપત્રની ચારે બાજુથી પત્રો નીકળે છે તેમ મારા દોષો ચારે બાજુથી ફૂટી નીકળે છે, તો પણ આપ મારી અનન્ય ગતિ હોવાથી મારા પ્રત્યે આપની ક્ષમા છે તેથી મને કોઈ ભય નથી.

બલિષ્ઠા અપિ મદ્દોષા ત્વત્ક્ષમાગ્રેતિ દુર્બલાઃ,
તસ્યા ઈશ્વરધર્મત્વાદ્દોષાણાં જીવધર્મતઃ. ૧૯

આપની ક્ષમાશક્તિ આગળ, મારા દોષો અત્યંત બળવાન હોવા છતાં પણ અતિ દુર્બળ છે, આપની ક્ષમા આગળ દોષોની કોઈ વિસાત નથી; કારણ ક્ષમા ઈશ્વરધર્મ છે, જ્યારે દોષ તો વધર્મ છે.

મત્પ્રાણાનાં સ્વતો લજ્જા નૈવાસ્તિ પરતોપિ ચ,
પ્રાપ્યાપ્યવસ્થાં નો યાંતિ ઇહામુત્ર ચ ગર્હિતામ્. ૨૦

મારા પ્રાણો પોતે તો લજ્જા વિનાના છે જ, એમને બીજાની પણ લજ્જા નથી. આ લોક તથા પરલોકમાં આવી નિન્દિત અવસ્થા થવા છતાં તે નીકળી જતાં નથી.



ત્વદ્દર્શનવિહીનસ્ય ત્વદાયત્તસ્ય જીવિતમ્,
વ્યર્થમેવ યથા નાથ દુર્ભગાયા નવં વયઃ. ૨૧

જેને આપનો આશ્રય હોય છતાં આપનાં દર્શનથી રહિત રહેવું પડે, તેનું જીવન, હે નાથ, વિધવાના નવયૌવનની જેમ વ્યર્થ છે.

ગતઃ સ કાલો યત્રાસીત્સુદુર્લભકૃપા મયિ,
ઇદાનીમીદૃશઃ કાલો યત્ત્વં દૃગ્ગોચરોપિ ન. ૨૨

મારા પર આપની સુદુર્લભ કૃપા હતી એ કાળ તો વીતી ગયો, અત્યારે તો એવો કાળ છે કે આપ દૃષ્ટિપથમાં પણ આવતા નથી, દર્શન થતાં નથી.

ત્વદીયાનાં સુખં દુઃખં ન લોકસદૃશં ભવેત્,
ત્વત્સેવાયાં સુખં સર્વં નો ચેત્તસ્ય વિપર્યયઃ. ૨૩

જે જીવો આપના જ છે તેમને લોકની જેમ સુખ–દુઃખ થતું નથી, આપની સેવામાં તેમને સર્વ સુખ છે અને સેવા વિના સંપૂર્ણ દુઃખ છે.

મત્વા સ્વકીયતાં નાથ રોષેણ કૃપયા તવ,
તાડનં લાલનં ચૈવ પરમાનંદદં મમ. ૨૪

હે નાથ, હું આપનો છું એમ ગણીને આપ રોષથી મારું તાડન કરશો કે કૃપાથી મારું લાલન કરશો, તો એ બંને મારે માટે તો પરમ આનંદને આપનારાં છે.

त्वद्वियुक्तस्य जीवस्य त्वदीयस्यापि नित्यता,
संगं विना न चैवास्तु विज्ञापनमिदं मम. २५

જે જીવો આપના છે અને આપનાથી વિયોગ પામેલા છે તેવા જીવોનું જીવન આપના સંગ વિના કદી રહેશો જ નહીં, એટલી મારી વિજ્ઞપ્તિ છે.

卐

## વિજ્ઞપ્તિ-૪

यादृग्भाग्यं पुरोमेऽभूत तन्महत्वं न वेद्म्यहं
येनासीत्वत्कृपा पूर्णा सुदुर्लभतरा मयि. १

હે નાથ, પ્રથમ મારું જે ભાગ્ય હતું અને જે ભાગ્ય વડે મારા પર આપની દુર્લભ એવી સંપૂર્ણ કૃપા હતી, તે ભાગ્યનું મહત્ત્વ હું જાણી શકતો નથી.

मा जीवतात् त्वदीयो यस्तव सेवा विवर्जितः,
सत्या विज्ञप्तिरेषा मे नाथ त्वं मनुषे यदि. २

હે નાથ, જે જીવ આપનો છે તે આપની સેવાથી રહિત થાય તો તે જીવ તે જ ક્ષણથી ન જીવશો, એવી મારી સાચી વિજ્ઞપ્તિ છે, પણ તે આપ માનો ત્યારે.

स्वस्थित्ययोगंमत्वापि मच्छरीरं ममासवः,
यन्नत्यजंति तेनाहं मन्ये तान्निरपत्रपान्, ३

હે નાથ, મારા પ્રાણને પોતાની સ્થિતિ શરીરમાં બનાવી રાખવી યોગ્ય લાગતી નથી છતાં પણ તે શરીરને છોડતા નથી તેથી હું માનું છું કે તેઓ નિર્લજ્જ છે.

त्वत्कृपातः पुरा नाथ मया कालादयः प्रभो,
तुच्छीकृताः सांप्रतं मां बाधंते त्वत्कृपां विना. ४

હે નાથ, આપની કૃપાથી મેં અગાઉ કાલાદિકનો તિરસ્કાર કર્યો હતો તે જ કાલ વગેરે હવે આપની કૃપા વિના મને બાધા કરે છે.

ત્વત્સેવાયામયોગ્યસ્ય ત્વદીયસ્ય મમ પ્રભો,
ઇત્યેવ હિ પરાકાષ્ઠા અભાગ્યસ્યેતિ મે મતિ. ૫

હે નાથ, તમારો એવો હું, અત્યારે તમારી સેવા માટે અયોગ્ય છું, એ જ મારા કમભાગ્યની ચરમ સીમા છે, એમ હું માનું છું.

ઇત્થં જીવનમસ્તુક્ષણમપિક્ષવદ્વિવિપ્રયોગે તુ,
મરણં ભવતાદેવં ભાવે શરણં ત્વમેવાશુ. ૬

હે નાથ, મારું જીવન ક્ષણેક્ષણ આપના સંગે હો અથવા આપના ચરણકમલના ક્ષણભરના વિયોગમાં શીઘ્ર એનો અન્ત થાય એવી મારી ભાવના છે. આપ જ મારું શરણ છો.

ગતાન્યપિ બહૂન્યહાન્યહહ યાંતિ યાસ્યંત્યપિ
ત્રિભંગ લલિતાકૃતિ પ્રિયતમાંગ સંગ વિના,
ન કોપિ મમ સ ક્ષણો ભવતિ યત્ર ભાગ્યોદયઃ
કદા નુ નિજજીવનં દૃશિ નિવેશયિષ્યામ્યહમ્. ૭

ત્રિભંગ, લલિત આકૃતિ પ્રિયતમ એવા આપના અંગસંગ વિના અનેક દિવસો વીત્યા, વીતે છે અને વીતી જશે પણ મારો ભાગ્યોદય થાય એવી એકે ક્ષણ ન આવી. હું મારા જીવનરૂપ પ્રભુને મારી દૃષ્ટિમાં ક્યારે સ્થાપી શકીશ !



ઇયદવધિ કદાપિ ગોકુલેશઃ
સ્વજનકૃતે સમકારિ નો વિલંબં,
પરમિહ સુતરામુપેક્ષિતોહં,
કથમિતિ ખિદ્યતિ માનસં મુહુર્મે. ૮

ક્યારેક શ્રીગોકુલેશ પ્રભુએ સ્વજનને માટે આટલો વિલંબ કર્યો નથી. પણ અત્યારે તેમણે મારી અત્યન્ત ઉપેક્ષા કેમ કરી છે? વારંવાર મારું મન આથી ખિન્નતા પામે છે.

બહુધૈવ મમાપરાધવૃન્દસ્તદપિ
ત્વં ન વિમુંચસિ સ્વકીયાન્,
અતએવ ન કાપિ કાપિ ચિન્તા
ભવતિ પ્રાણપતે મમેદૃશસ્ય ૯

હે પ્રાણપતિ, બહુ પ્રકારના મારા અપરાધો છે આમ છતાં જે સ્વકીય છે, પોતાના છે તેમનો કદાપિ આપ ત્યાગ કરતા નથી, એથી હું આ પ્રકારનો અપરાધી હોવા છતાં મને કશીય, કાંઈપણ ચિન્તા નથી.

હૃદયં વિરહં તવેચ્છતીદં ન
દૃશૌ મે વ્રજનાથ કિં કરોમિ,
ન હિ કોપિ પરસ્પરં વિરોધે
લજતિ સ્વાર્થમતિ પ્રબોધિતોપિ ૧૦

હે વ્રજનાથ, હૃદય આપના વિરહની ઇચ્છા કરે છે પરન્તુ નેત્રો વિરહની ઇચ્છા કરતા નથી. બન્નેનો પરસ્પર

વિરોધ છે. તેમને ઘણું સમજાવવા છતાં એમાંથી કોઇ સ્વાર્થને છોડતું નથી. હૃદય વિપ્રયોગાનંદની ઇચ્છા કરે છે. નેત્ર સંયોગાનંદની ઇચ્છા કરે છે. હવે હું શું કરું ?

હા નાથ જીવિતાધીશ રાજીવદલલોચન,
યથોચિતં વિધેહીતિ પ્રાર્થનં તાવકસ્ય મે ૧૧

હે નાથ, હે જીવિતાધીશ, હે કમળલોચન, આપને જેમ ઉચિત લાગે તેમ કરો. હું આપનો છું, મારી એવી જ પ્રાર્થના છે.

અજનિ રજનિ પ્રાદુર્ભૂતં
તમોવિજના દિશ–
સ્ત્વમસિ ચતુરા ચાહં
સંગાભિલાષવતી ચિરાત્,
તદપિ તુ યદપ્રાપ્તિઃ પ્રેષ્ઠસ્ય મે સુવિચારિતં,
પ્રિય સખિ પરિરંભારંભે, વિધેરવિધેયતા. ૧૨

રાત્રિ થઈ ગઈ છે, અંધકાર ફેલાઈ ગયો છે, દિશાઓ નિર્જન બની છે. હે પ્રિય સખી તું અતિ ચતુર છે, હું પણ લાંબા સમયથી પ્રિયના સંગની અભિલાષા સેવું છું, તેમ છતાં તેમનું મિલન થતું નથી તેનું કારણ સારી રીતે વિચારી કાઢ્યું છે કે પરિરંભણના આરંભમાં વિધાતાની ગતિ અકળ છે.



ત્વત્તો નાન્યાં પ્રપશ્યામિ રાધાબાધાવિરોધિની,
તત્વં યથૈવ મત્પ્રાણો મિલત્યેવ તથા કુરુ. ૧૩

બાધાની–વિપ્રયોગની વ્યથાને નિવારનારા હે શ્રીરાધિકાજી આપના સિવાય બીજું કોઈ આ વ્યથાને દૂર કરી શકે એ હું જોતી નથી, તેથી આપ એવું કરો જેથી મારા પ્રાણપ્રભુ મને જલદી મળે.

ત્વદીયમધુસૂક્તિભિર્વ્રજજનેશસંગાશયા
મનોજશરપીડિતાઃ કથમપિ સ્થિતા મેસવઃ,
અતઃ પરમયે યદિ પ્રિયતમાંગસંગો ભવેત્
તદૈવ મમ જીવિતં વિરહિતાદશાહ્વલ્કરમ્ ૧૪

હે સખી તારી સુંદર વાણીથી, વ્રજપતિના સંગની આશાએ, કામદેવના બાણથી પીડિત મારા પ્રાણ કોઈને કોઈ પ્રકારે ટકી રહ્યા છે, હવે જો મને પ્રિયતમના અંગનો સંગ થશે તો જ વિપ્રયોગની દશામાં મારું આ લજ્જાજનક જીવન રહેશે.

કિં બ્રુવાણિ સખિ પ્રેષ્ઠ વિરહાનલદાહિતા,
યજ્જીવામિ તદેવાત્ર નિસ્ત્રપત્રપતાસ્પદમ્. ૧૫

હે સખી, વિરહના અગ્નિથી જલતી એવી હું શું કહું ? હું જીવું છું તે જ મારું નિર્લજ્જપણું છે.

સખ્યેતલ્લિખનીયં ત્વયાતિયત્નેન રાધિકાનાથ
કૃપયિષ્યત્યથવા મન્મનોરથૈનૈવ જન્મનિર્વાહઃ ૧૬

હે સખી, તારે અતિ યત્નથી એટલું નક્કી કરવાનું છે કે રાધિકાનાથ મારા પર કૃપા કરશે કે પછી મારે માત્ર મનોરથોથી જ જન્મ પૂરો કરવાનો છે?

વ્રજેશ ત્વદ્વિયોગાગ્નિદાહો હ્યપ્રિય એવ મે,
ત્વત્સંગમવિયોગે યત્ બાધતે નાન્યથા ક્વચિત્. ૧૭

હે વ્રજેશ, આપના વિયોગના અગ્નિનો દાહ મને અપ્રિય લાગે છે કારણ કે જ્યારે આપના સંગનો વિયોગ હોય છે ત્યારે જ તે દાહ કરે, સંગમાં દાહ કરતો નથી.

બલીયસી જીવનાશા ગોપીશવિરહેઽસ્તિ હિ,
સામ્પ્રતં મે ત્વમસ્યેકા યદાર્તશરણા સખિ. ૧૮

હે સખી, પ્રાણપતિના વિરહમાં પણ જીવવાની આશા બહુ જ પ્રબળ છે, હવે તો મારું, દુઃખીનું તું એક શરણ છે.

ત્વદ્ભાવો નાથ સર્વેષાં મુક્ત્યાદિફલકઃ સ્મૃતઃ,
વિરહાધિફલો જાતઃ સ એવ વ્રજનાથ મે. ૧૯

હે નાથ, આપના પ્રત્યેનો ભાવ (પ્રેમ) સર્વને મુક્તિ આદિ ફળ આપનાર છે પણ હે વ્રજનાથ એ ભાવ મને તો વિરહદુઃખનું ફળ આપનાર નીવડ્યો છે.

ત્વત્પ્રિયાપાદરેણૂનાં સંચયો હૃદયે ન ચેત્,
ભવદ્વિયોગદાવાગ્નિ સ્તદા કિં જ્વાલયેન્ન મામ્. ૨૦

હે નાથ, આપની પ્રાણપ્રિયાનાં ચરણોની રજનો સંચય જો મારા હૃદયમાં ન હોત તો શું આપના વિયોગનો દાવાનળ મને બાળી ન નાંખત!



ત્વત્ વિયોગેઽપિ મે પ્રાણાસ્તિષ્ઠેયુરિતિ નોચિતં,
પરં તત્સંભવં દુઃખં તૈ વિના નૈવ સંતિ તે. ૨૧

હે નાથ, આપના વિયોગમાં પણ મારા પ્રાણ ટકી રહ્યા છે, તે જો કે ઉચિત નથી. પરંતુ એ જો ટકી રહ્યા ન હોત તો આ વિપ્રયોગનું દુઃખ ક્યાંથી અનુભવાત? એ અનુભવ માટે ટકી રહ્યા છે.

સંતોષો જાયતે પ્રાણપ્રિય ત્વલ્લેખદર્શનાત્,
સર્વેષાં મે તથા જાતે હા કષ્ટમિતિ કિં વદ. ૨૨

હે પ્રાણપ્રિય, આપના લખેલા લેખોનું દર્શન કરવાથી સર્વને તો સંતોષ થાય છે પણ મને કષ્ટ કેમ થતું હશે તેનું કારણ આપ કહો.

મદીયહૃદ્ગતં જ્ઞાનરત્નં ચિંતાંબુધૌ સખે,
પાતયિત્વા સ્વહસ્તેન ક્વ ગતઃ કંજલોચનઃ. ૨૩

હે કમળલોચન, મારા હૃદયમાં રહેલ જ્ઞાનરૂપી રત્નને સ્વહસ્તે ચિન્તાના સાગરમાં પધરાવી દઈ, આપ ક્યાં પધાર્યા છો?

ત્વદ્વિયોગાગ્નિવિજ્વાલા—
વિદગ્ધા અપિ મેઽસવઃ,
તિષ્ઠેયુરિતિ નો ચિત્રં
યતોઽહં નિરપત્રપઃ ૨૪

આપના વિયોગના અગ્નિની જ્વાળાથી જલી ગયા છતાં મારા પ્રાણ ટક્યા છે તેમાં કાંઈ નવાઈ જેવું નથી કારણ કે હું નિર્લજ્જ છું.

પ્રાણેશવિરહક્લિષ્ટાઃ પ્રાણાસ્તિષ્ઠંતિ મે કથમ્,
વિયોગાગ્નિવિદગ્ધાનામં તકોઽપિ ન સંસ્પૃશેત્. ૨૫

હે પ્રાણેશ, વિરહથી ક્લેશ પામેલા મારા પ્રાણ ટકી રહ્યા છે, કેમ ટકી રહ્યા છે, કેમ જતા નથી, કારણ કે વિપ્રયોગના અગ્નિથી જલેલા મારા પ્રાણને યમ પણ સ્પર્શતો નથી.

卐

## વિજ્ઞપ્તિ-૫

અસમશરજ્વરજર્જરદેહા વિરહાગ્નિજ્વાલસંતપ્તા,
ત્વત્પ્રણયસર્પદષ્ટા કં વા શરણં વ્રજામીશ. ૧

હે ઇશ, કામજ્વરથી મારું શરીર ખખડી ગયું છે, વિયોગના અગ્નિની જ્વાળા મને સંતપ્ત કરી રહી છે, વધારામાં તારા પ્રણય-પ્રેમરૂપી સર્પે મને ડંખ દીધો છે, આ અવસ્થામાં હું કોને શરણે જાઉં !

વ્રજનાથ તવાધરામૃતં મે
સકૃદાસ્વાદિતમિંદિરાદુરાપમ્,
અભવન્મરણાય કિં ન કુર્યાદ-
સકૃત્પીતમિદં વ્રજાંગનાભિઃ. ૨

હે વ્રજનાથ, લક્ષ્મીજીને પણ દુર્લભ એવું આપનું જે અધરામૃત તેનું પાન-આસ્વાદન મેં એકવાર કર્યું છે તે મરણ કરનારું નીવડ્યું છે તો જે વ્રજાંગનાઓએ તેનું પાન વારંવાર કર્યું હતું તેમને તો શું નહીં થયું હોય !

શુભાશય વિનાશય ત્વદધરામૃતાસ્વાદનો-
દ્ગતપ્રચુરમન્મથપ્રથિતબાણપુગવ્યથામ્,
કદ બનવમંજરીકુસુમમંજુકુંજોદરે-
નિજાંગપરિરંભણામૃતરસાદિદાનેન મે. ૩

હે શુભાશય, ભક્તોને માટે શુભ આશયવાળા, તારા અધરામૃતના આસ્વાદથી, કામદેવના પ્રસિદ્ધ બાણોથી થતી વ્યથાથી પણ અધિક વ્યથા મને થઈ રહી છે. કદંબની નવી મંજરીઓ અને પુષ્પોથી મનોહર એવી કુંજમાં આપના શ્રીઅંગના આલિંગનથી તેમજ અમૃતરસ આદિના દાનથી મારી આ અતિ વ્યથાનો આપ વિનાશ કરો.

કથમપિ પુનરપ્યુદારલીલ
પ્રિય પરિશીલય ખેલનં પુરેવ,
અમલકમલગર્ભગંધવાહઃ
પ્રસરતિ મારુત એષ મારબન્ધુઃ ૪

હે ઉદાર લીલાવાળા, પ્રાણપ્રિય ! પ્રથમ જે ક્રીડા આપે મારી સાથે કરી હતી તેવી ક્રીડા ફરીથી કોઈ પ્રકારે આપ મારી સાથે કરો. કારણ કે શુદ્ધ કમળના ગર્ભની ગંધને વહન કરનાર કામદેવના બંધુ જેવો આ પવન ચાલ્યો આવે છે.

પરિરંભણ ચુંબનાદિભાવા
ભવતા પ્રેષ્ઠકૃતા વિમોહનં ચ,
સ્મરસુન્દર મોહનં પરં મય્ય–
વશિષ્ટં ન ચ તે મનોજ્ઞભાવાઃ ૫

હે પ્રિય ! આલિંગન, ચુંબન વગેરે ભાવો આપે અતિ પ્રેમથી મારે વિષે કર્યાં છે તેમજ આપે વિશેષ મોહ પણ કર્યો છે, પણ હે કામદેવ જેવા અતિ સુંદર પ્રિય, માત્ર મોહ જ મારા વિષે રહ્યો છે, પેલા તારા મનોહર ભાવો (આલિંગન–ચુંબનાદિ) નો તો સંબંધ પણ નથી રહ્યો.



મદમંથરવારણેંદ્રલીલા યમુનાકૂલનિકુંજદેશગા,
વ્રજજીવન યા ત્વયા કૃતા,
સા મરણાયૈવ કિમીશ મેઽધુના. ૬

હે ઈશ, વ્રજજીવન ! શ્રીયમુનાજીના તટ પરની નિકુંજોમાં મદોન્મત્ત ગજરાજ જેવી જે લીલા આપે કરી હતી તે શું આ સમયે મારું મરણ નિપજાવવા માટે કરી હતી ? (તે લીલાઓના સ્મરણથી મારું હૃદય ખૂબ ભરાઈ આવે છે.)

કિમર્થં પાયિતો મહ્યં નિજાધરસુધાસવઃ,
શ્રાવિતઃ શ્રવણાનંદો વેણોશ્ચ કલનિઃસ્વનઃ. ૭

હે નાથ, આપના અધરામૃતનો આસવ આપે શા માટે મને પાયો ? અને શા માટે કાનને આનંદરૂપ એવો આપની મુરલીનો મધુર સ્વર આપે સંભળાવ્યો ? (તે વસ્તુઓનું સ્મરણ મરણ નિપજાવે ત્યાં સુધી દુઃખી કરે છે.)

દૂરીકૃતા રુચિર્મે નિજવદનાદન્ય વસ્તુતો ભવતા,
તદપિ ન દર્શાસિ ગોપીપરિવૃઢ તે મોહનં કઠિનમ્ ૮

હે ગોપીનાથ, આપના મુખારવિન્દ સિવાયની અન્ય સર્વ વસ્તુઓમાંથી મારી રુચિ આપે દૂર કરી અને હવે આપ આપના મુખારવિન્દનું દર્શન પણ આપતા નથી, આ ખરેખર આપનું અતિ કઠણ મોહન છે.

વિતર વીર નિજાધરસીધુ મે
વિરહકુંકુમિત–સ્તનમંડલે,

હર વિયોગરુજં મમ વક્ષસિ
સ્મરનિવાસગૃહે વિલસ પ્રભો. ૯

હે વીર! વિયોગના તાપથી તપી કુંકુમિત થયેલા મારા સ્તનમંડળ પર આપ આપના અધરામૃત આસવનું દાન કરો અને મારા વક્ષસ્થળમાં વિયોગનો જે રોગ છે તેને દૂર કરી, આપની સ્મૃતિઓના નિવાસગૃહ જેવા મારા હૃદયમાં વિલાસ કરો.

વિષમો વિયોગરોગસ્તદજ્ઞજનતા સમાગમશ્ચાયં,
યદિહ ભવંતં ભિષજં વિના મરિષ્યામ્યહં સત્યમ્. ૧૦

હે નાથ, એક તો વિયોગનો રોગ વિષમ છે અને વળી અજાણ્યાઓનો મને સમાગમ છે તેથી અતિ વિષમ થયો છે; તેથી આપ જ તે રોગના વૈદ્ય હોવાથી આપના વિના આ સમયે હું ખરેખર મરીશ.

વ્રજનાથ વદસ્વ કિં નુ કુર્યાં ક્વ નુ યામિ
ક્વ મનઃ સ્થિરં મમ સ્યાત્,

વદનાંબુરુહં વિના તવેમાઃ
કકુભઃ શૂન્યતમાસ્તમાલનીલ. ૧૧

હે વ્રજનાથ, મને કહો, હું શું કરું, ક્યાં જાઉં, ક્યાં મારું મન સ્થિર થાય! હે નવઘન શ્યામ તમાલ! આપના મુખકમલનાં દર્શન વિના આ દિશાઓ સર્વ શૂન્ય ભાસે છે.



પ્રેષ્ઠ ત્વદ્વદનાંબુજં હૃદિ સમાગચ્છેત્ કથંચિન્મમ
પ્રાણાંસ્થાપયતિસ્વભાવશિશિરસ્નિગ્ધાલકાલિશ્રિતમ્
નો ચેત્ત્વદ્વિરહેણ દાવદહનજ્વાલાયિતેન દ્રુતં
જીર્ણાઃ પંચ શિલીમુખાંતરરુજા ગચ્છેયુરેવાતુરાઃ. ૧૨

હે પ્રેષ્ઠ, સ્વભાવથી શીતલ, સ્નિગ્ધ, અલકાવલિથી આવૃત્ત આપનું મુખકમળ જો મારા હૃદયમાં પ્રવેશ કરે, તો જ મારાં પ્રાણો રહી શકે; નહીં તો આપના વિયોગના દાવાગ્નિથી સંતપ્ત અને કામદેવની આંતરપીડાથી જીર્ણ થઈ ગયેલા મારા પ્રાણો એકદમ ચાલ્યા જશે.

તાં સ્ત્વન્મધુરાલાપાંસ્તાં ગતિમીક્ષાં
ચ તાંશ્ચ પરિરંભાન્,

હસિતાન્યનુસ્મરંતી જીવામિ ન હિ મ્રિયે ચાહમ્. ૧૩

આપનાં મધુર વચનામૃતો, આપની મન્દ મંથર ગતિ, આપના કટાક્ષો, વિવિધ પ્રકારનાં આલિંગનો, વિવિધ હાસ્યો, આ બધાનું સ્મરણ કરીને જ હું જીવું છું, મરતી નથી.

ભવદીયં યત્કિંચિત્સ્મરણપથારૂઢમંગમંગાનિ,
અંતશ્ચૂર્ણી કુરુતે હંતિ વિવેકત્રપાધૈર્યમ્. ૧૪

હે અંગ હે વહાલા, આપના સંબંધની કોઈ પણ વાત જ્યારે મારા સ્મરણપથમાં આવે છે, જ્યારે જ્યારે એની સ્મૃતિ થાય છે ત્યારે તે મારા સર્વ અંગોને અંદરથી ચૂર-ચૂર કરી મૂકે છે. મારા વિવેકનો, લજ્જાનો, ધૈર્યનો નાશ કરી દે છે.

વિયોગદુઃખજાશ્રૂણાં નિરોધો દુષ્કરઃ પરઃ
પ્રાકટ્યે હ્યજ્ઞજનતા લજ્જેતિ કરવાણિ કિમ્. ૧૫

હે નાથ, વિયોગના દુઃખથી નીકળતાં આંસુઓને રોકવા બહુ કઠણ છે અને જો એ પ્રકટ થઈ જાય તો દુઃખથી અજાણ માણસોની લજ્જા આવે. તો હવે હું શું કરું ?

ત્વદ્વદનમુષ્ટહૃદયા વિહારમંદસ્મિતાદિહૃતપ્રાણા,
મગ્ના વિરહસમુદ્રે જીવામિ કથં વિના ત્વાહમ્. ૧૬

હે નાથ, આપના મુખકમળના દર્શનથી મારું હૃદય ચોરાયું છે, આપના વિહાર અને મન્દહાસ્યથી મારા પ્રાણ હરાયા છે, વિરહસમુદ્રમાં હું મગ્ન થઈ ગઈ છું, આપના વિના હું કેમ જીવી શકીશ ?

પ્રાણપ્રિય ત્વદનુરાગસમુલ્લસદ્ભ્રૂ—
મંદસ્મિતેક્ષણ વિલક્ષણ મોહનાસ્યમ્,
દ્રક્ષ્યામ્યહં યદિ ન હંત કથં ભવિષ્યા—
મ્યંગત્વદંગપરિરંભણમુષ્ટચિત્તા. ૧૭

હે પ્રાણપ્રિય, આપનો પ્રેમ દર્શાવતી અને અત્યન્ત વિલાસ કરતી ભ્રમરોથી, મન્દ હાસ્યથી, વિલક્ષણ દૃષ્ટિથી મોહ પમાડે એવા આપના મુખારવિન્દનાં દર્શન જો મને નહીં થાય તો હે પ્રિય, આપના શ્રીઅંગના આલિંગનથી ચોરાયેલા ચિત્તવાળી એવી જે હું, તેની શી ગતિ થશે ?



અંગ ત્વદંગસંગેન વિના વિરહપીડિતા,
જન્મ નિર્વાહયિષ્યામિ કથમેતદ્ વ્રજાધિપ. ૧૮

હે અંગ, હે વ્રજાધિપ, આપના અંગસંગ વિના વિરહથી અતિ પીડિત એવી હું કઈ રીતે આ જન્મ નિભાવીશ !

ન હીદમુચિતં નાથ ત્વદીયા ત્વયિ સત્યપિ,
ભવત્યનિશમુદ્રિક્તા ત્વદ્વિયોગાર્તિપીડિતા. ૧૯

હે નાથ, હું આપની છું, એવી મને આપ છતાં આપના વિયોગનું દુઃખ તથા અષ્ટપ્રહર પીડા થાય તે ઉચિત નથી.

સકૃદપિ વદનસુધાનિધિમતિદીનાયૈ દુરંત દુઃખેન,
દર્શય મે નિજવિભ્રમમોહિત ગોપાંગનાનિચયમ્. ૨૦

જેમણે ગોપીજનોના સમૂહને પોતાની લીલાઓથી મોહિત કર્યાં છે એવા આપ, હે નાથ. અતિ દુઃખથી અતિ દીન બનેલી એવી મને, અમૃતના નિધિ રૂપ એવા આપના મુખકમળનાં માત્ર એકવાર દર્શન કરાવો.

વૃન્દાવને મિલનમાશુ ભવિષ્યતીતિ
ચિત્તેવલંબનમરિંદમ સર્વદાસીત્,
તત્રાપિ મે સપદિ નાભવદીશ યત્ તત્
કિં નો મનીષિતમિદં નુ તવ વ્રજેશ. ૨૧

હે શત્રુઓનું દમન કરનાર, આપનું મિલન શ્રીવૃન્દાવનમાં જરૂર થશે એવું અવલંબન મારા ચિત્તમાં રહ્યા જ કરે છે, પણ આજ પર્યન્ત મિલન ન થયું, તો હે વ્રજેશ, આપને શું મારી સાથે મિલન નથી રુચતું ?

ભવદ્વિલંબિતમહાપ્રહારદલિતાશયાં,

પ્રતિક્ષણં મહામોહમગ્નાં જીવયિતા નુ કઃ. ૨૨

આપના મિલનમાં જે વિલંબ થઈ રહ્યો છે તેના મોટા પ્રહારથી મારી બધી ઈચ્છાઓ નાશ પામી છે અને ક્ષણે ક્ષણે મહામોહમાં હું મગ્ન થઈ રહી છું, આવી મને આપના વિના કોણ જીવાડશે?

અતીતે પરં પ્રાણપ્રિયત્વ ત્સંગમાવધૌ,

જાને ન શતધાપન્નો હલ્લાશુમદ્દાશયઃ. ૨૩

હે પ્રાણપ્રિય, આપના મિલનની અવધિ વીતી ગઈ છતાં સમજ પડતી નથી કે મારા હૃદયના એકદમ તૂટીને સો-સો ટુકડા કેમ નથી થઈ જતા?

ભવાનજભવાદિભિર્દુરધિગમ્યવાર્તઃ ક્વ વા

ક્વ મૂઢહૃદયા વિભો પશુસમાહમાભીરિકા,

તથાપિ તવ વિભ્રમસ્મિતવિમોહિતં મે મન–

સ્ત્વયિ પ્રિય વિશૃંખલં ભવતિ કિં કરોમ્યાતુરમ્. ૨૪

હે વિભો, બ્રહ્મા શિવ, ઋષિમુનિઓ વગેરેથી જેમની વાર્તા ન સમજી શકાય એવા આપ ક્યાં અને મૂઢ હૃદયવાળી પશુ જેવી ભરવાડણ એવી હું ક્યાં? તો પણ આપના વિલાસથી અને હાસ્યથી મોહિત થયેલું મારું આતુર મન,



હે પ્રિય, આપનામાં અત્યન્ત બંધાઈ ગયું છે, એટલે હું શું કરું?

પ્રેષ્ઠ ત્વયિ પ્રણયિતા મમાસ્તીત્યપિ નો મતિઃ,

ત્વદંગસંગવિરહેપ્યંગ જીવામિ યદ્‌વૃથા. ૨૫

હે પ્રેષ્ઠ, હે અંગ, આપના પ્રત્યે મારો સ્નેહ છે એવી મારી જે મતિ છે તે વૃથા છે કારણ કે આપના અંગસંગનો વિરહ હોવા છતાં હું જીવું છું!

卐

## વિજ્ઞપ્તિ-૬

ક્ષણમપિ ન વિયુક્તા જાતુ તસ્માદ્ભવિષ્યા-
મ્યહમિતિ હૃદયે મે નિશ્ચયઃ સર્વદાસીત્,
વ્યરચિ યદિ વિધાત્રા કેવલો વિપ્રયોગઃ
કથય કિમથ કાર્યં દુઃખિના જીવિતેન. ૧

હે સખી, પ્રાણનાથથી એક ક્ષણ પણ હું વિયુક્ત-વિયોગી નહીં થાઉં એવો મારા હૃદયમાં સર્વકાળ નિશ્ચય હતો. જો વિધાતાએ મારે માટે કેવળ વિપ્રયોગ જ રચ્યો હોય તો કહે કે હવે દુઃખી જીવનવાળી એવી મારે શું કરવું ?

સખિ બહુધાપિ નિરુક્ત
શ્ચરણસ્પૃષ્ટાપિ જીવિતાધીશઃ,
નો મનુતે નિજસંગમમહહ કથં તત્ર કિં કુર્મઃ. ૨

હે સખી, પ્રાણજીવનને અનેક પ્રકારે વિનવ્યા-પ્રાર્થના કરી, તેમના ચરણોમાં પણ પડી તો પણ તેઓ આપશ્રી સાથે મારા સંગમની વાત માનતા નથી-ધ્યાન પર લેતા નથી તો અરેરે, હવે મારે શું કરવું ?

સખિ ત્વયામહાનેવ પ્રયત્નો મત્કૃતે કૃતઃ,
તથાપિ યત્તદપ્રાપ્તિસ્તત્ર તે કિન્તુ દૂષણમ્. ૩

હે સખી તેં મારે માટે ઘણા-ઘણા પ્રયત્નો કર્યાં છતાં પ્રાણનાથ ન જ મળ્યા તો તેમાં તારો શો દોષ ! (મારું જ કમભાગ્ય).



સખિ સ ઋતુઃ સ ચ દિવસઃ
સા ઘટિકા હંત સ ક્ષણઃ કોઽપિ,
ભવિતા યસ્મિન્ વ્રજપતિમાદરપૂર્વં સમાશ્લિષ્યે. ૪

હે સખી, એવી કોઈ ઋતુ, એવો કોઈ દિવસ, એવી કોઈ ઘડી, એવી કોઈ પળ આવશે ખરી જ્યારે હું મારા પ્રાણનાથ વ્રજપતિને આદરપૂર્વક આલિંગન આપી શકીશ ?

દધૌ કમપરાધં વા હૃદયે હૃદયપ્રિયઃ,
તન્ન જાને યન્નિજાંગસંગમંગીકરોતિ ન. ૫

હે સખી, મારા અંગનો સંગ પ્રાણપ્રિય એવા મારા નાથ કેમ કરતા નથી, એવો તે મારો શો અપરાધ એમણે એમના મનમાં ગણ્યો હશે તે હું જાણતી નથી.

સખિ વદ યાદવપુંગવમતિચિરવિરહાદહાનિ ગણયંતી,
પ્રણયભુજંગમદષ્ટા ત્વદધરસુધયા પરં જીવેત્. ૬

હે સખી યાદવપતિ શ્રીકૃષ્ણને તું કહે હું ઘણા લાંબા સમયના વિરહને કારણે દિવસો ગણી રહી છું અને આપના સ્નેહરૂપી સર્પથી ડંખ પામેલી છું, આપના અધરામૃતથી જ જીવી શકું તેમ છું.

નાન્યદ્વક્તુમહં શક્તા કિમપિ પ્રાણવલ્લભમ્,
જીયાસુઃ પરમં ભોજનેત્રાપાંગાશ્ચિરં તવ. ૭

હે સખી, પ્રાણવલ્લભને બીજું કાંઈપણ કહેવા હું સમર્થ નથી, તેમના કમળ જેવા નેત્રોના કટાક્ષોને પામવા લાંબા સમયથી ઉત્સુક છું.

કદાચિદ્ ગોપીશઃ સ્મરતિ યદિ મામંબુજદશાં
સભાયામત્યાર્તિપ્રણયભરસંભાવિતહૃદમ્,
તદા મન્યે ધન્યે પ્રિયમુખસરોજં સ્વનયનૈઃ
કદાચિત્પશ્યામિ પ્રિયવિરહતપ્તૈરિતિ સખિ. ૮

હે સખી, હે ધન્યે અત્યંત આર્તિ અને સ્નેહથી મારું હૃદય ભરાઈ આવ્યું છે, એવી મને, ક્યારેક શ્રીગોપીપતિ કમલનયનાઓની સભામાં યાદ કરતા હશે તો કોઈ દિવસ પ્રિયના વિરહથી તપ્ત એવા મારાં નયનોથી હું પ્રિયના મુખકમળનું દર્શન કરીશ જ એમ માનું છું.

સત્સ્વપિ સરસ્સુ વિમલેષ્વલિહંસાલી
વિનોદમધુરેષુ,
અંબુદવિમુક્તપાથસિ ચાતક તે દુર્ગ્રહઃ કોઽયમ્. ૯

હે ચાતક અતિ વિમલ, સુંદર અને ભ્રમર તથા હંસોની પંક્તિઓના વિનોદથી અતિ મધુર એવા સરોવરો હોવા છતાં મેઘની વૃષ્ટિના જળ માટે તું દુરાગ્રહ કેમ કરે છે?

તં ન પશ્યામિ યં શ્યામસુંદરં દર્શયેત્ સખી,
યદ્ વા હૃત્તાપહૃત્કૃષ્ણ સંદેશં કથયેદપિ. ૧૦

હે સખી, જે મને શ્યામસુંદરનાં દર્શન કરાવે એવા કોઈને હું જોતી નથી, અથવા મારા હૃદયના તાપને હરનાર શ્રીહરિને–શ્રીકૃષ્ણને મારો સંદેશો કહી આવે.



ભવદુક્તિસુધાધારાશિશિરીકૃતમપ્યહમ્,
ક્ષણમપ્યાશયં શક્તા ન સ્થાપયિતુમાતુરમ્. ૧૧

હે સખી તારા અમૃતમય વચનોની સુધાધારાથી મારું મન શીતળ થાય છે પરન્તુ તે પ્રભુદર્શન માટે અતિ આતુર હોવાથી એક ક્ષણ પણ તેને રોકવા હું સમર્થ નથી.

કર્તવ્યમેવ તવ તાવદયે કથંચિત્
પ્રાણેશસંગવિરહાકુલમાનસાયાઃ,
પ્રેક્ષાવલોકનમયે સકૃદપ્યનંગ
કોટિ સ્મયાપહમુખાંબુજમુષ્ટદૃષ્ટેઃ ૧૨

હે સખી, પ્રાણેશના સંગના વિરહથી આકુળ ચિત્તવાળી અને કરોડો કામદેવના મદને હરનાર પ્રભુના શ્રીમુખકમળથી ચોરાયલા હૃદયવાળી એવી મને એકવાર પણ પ્રાણપ્રિયનાં દર્શન તારે અવશ્ય કરાવવાના જ છે.

ગ્રીષ્મેઽપ્યુદગ્રતાપે નવનીરદદર્શનાશયા રહિતે,
આર્તશ્ચાતકવિહગો નાશાં ત્યજતિ પ્રિયે જીવનં ૧૩

હે પ્રિયે, નવીન મેઘનાં દર્શનની આશા જ્યાં નથી અને જ્યાં અતિ ઉગ્ર તાપ જ દેખાય છે એવી ગ્રીષ્મ ઋતુમાં પણ આર્ત એવું ચાતક પક્ષી જળની આશા છોડતું નથી. (તેવી રીતે આ જીવ પણ પ્રિયની આશા છોડતો નથી.)

દૂરે જલાસ્વાદકથા યત્રનાપ્યભ્રદર્શનમ્,
તથાપિ ચાતકો જીવત્યહો કઠિનતા હૃદઃ ૧૪

અરે, જળના આસ્વાદની વાત તો દૂર રહી, વાદળ સરખું પણ જ્યાં જણાતું નથી ત્યાં ચાતક જળની આશાએ જીવે છે એ અતિ આશ્ચર્યની વાત છે. અહો એના હૃદયની કેટલી બધી કઠણતા છે!

ઇદમેવ બહુત્વેન જાનામિ ન તુ ચાતકઃ,
મુહુઃ સ્વપ્રેષ્ઠનામાપિ કંઠે યદનુવર્તતે. ૧૫

હે સખી, જો કે હું ચાતક નથી છતાં એટલું તો સારી પેઠે જાણુ છું કે મારા પ્રિયતમનું નામ કંઠમાં વારંવાર આવ્યા જ કરે છે.

પ્રિયાવમાનિતા યાતિ યદ્યપિ પ્રમદા મદાત્,
તથાપિ તામનન્યાં સ નેષ્ટે નાથ ઉપેક્ષિતુમ્. ૧૬

સૌભાગ્યશાળી સ્ત્રી પોતાના સૌભાગ્યના અભિમાનને કારણે પોતાના પ્રિય પતિથી તિરસ્કૃત થઈ તેનાથી દૂર ચાલી જાય તો પણ એવી અનન્ય પ્રિયાની ઉપેક્ષા કરવાની પતિની ઇચ્છા થતી નથી. (આપ મારા પતિ છો, આપ મારી ઉપેક્ષા ઇચ્છો જ નહીં.)



યથાકથંચિત્તામેવ સનાથીકુરુ તે વશે,
તત્પ્રાણા સાપિ તેનૈવ પૂર્ણા ભવતિ નાન્યતઃ. ૧૭

હે સખી, કોઈપણ પ્રકારે તે પતિ તે પ્રિયાનો અંગીકાર કરે છે અને પતિ જ જેના પ્રાણ છે એવી તે અનન્ય પ્રિયા તે પતિ વડે જ સંતુષ્ટ થાય છે, અન્યતઃ નહીં.

ચાતકી યદિ મહાનિલવેગાત્
પ્રાપ્તવત્યચલતો મરુદેશમ્,
કસ્તદા જલમુચો નનુ દોષઃ
પ્રાણિતીયમિદમેવ હિ ચિત્રમ્. ૧૮

હે સખી, કદાપિ વાવંટોળના વેગથી કોઈ પર્વત પર બેઠેલી ચાતકી જ્યાં મેઘની વૃષ્ટિનું નામ જ ન હોય એવા મરુપ્રદેશમાં ખેંચાઈને ચાલી જાય તો તેમાં મેઘનો શો દોષ? પણ તે ચાતકી જીવતી રહે છે એ જ મહાન આશ્ચર્ય છે.

જ્ઞાનિનો વિગતરાગિણો મનો–
રોધકા વદત બોધકા નૃણામ્,
પ્રાપ્તમુક્તિહરિભક્તયોઽસ્તિ કિં
ગોત્રનાથચરણં વિનારણમ્. ૧૯

હે જ્ઞાનીઓ, હે વૈરાગીઓ, હે મનનો નિરોધ કરનારાઓ, હે પ્રજાના નેતાઓ, હે મુક્ત થયેલાઓ, હરિની ભક્તિ પામેલાઓ, તમે સર્વ કહો કે શ્રીગોવર્ધનધરના ચરણકમલ સિવાય બીજું કોઈ શરણ છે?

ગોવર્ધનાચલશિરોમણિરેષ યાવન્–
મત્સ્વામિનીહૃદયકુંકુમપંકિલાંગઃ,
મન્મૂર્ધ્નિ મધ્યહૃદયપંકજમંડલેષુ
સંશોભતે ન ભયમસ્તિ કુતોઽપિ તાવત્. ૨૦

હે સખી શ્રીગિરિરાજજીના શિરોમણિ અને મારાં શ્રીસ્વામિનીજીના હૃદયકમલના કુંકુમથી રંજિત અંગવાળા મારા નાથ જ્યાં સુધી મારા મસ્તક પર અને હૃદયકમલમાં બિરાજે છે ત્યાં સુધી મને કોઈ તરફથી કોઈ પ્રકારનો ભય છે જ નહીં.

કૃતજ્ઞતાકૃપાલુત્વવિશ્રામસ્ય પ્રિયસ્ય મે,
પ્રાપ્તિસ્તત્કૃપયૈવાલિ ભાવિનીતિ મતિર્મમ. ૨૧

કૃતજ્ઞતા અને કૃપાળુતા આ બન્ને ગુણોનો વિશ્રામ મારા પ્રિયતમમાં છે. તેવા પ્રિયતમની પ્રાપ્તિ પણ મને તેમની કૃપાથી જ થશે એમ હું માનું છું.

અનાજ્ઞપ્તૈવાહં પ્રિયતમમનોવાક્કૃતિભિર–
પ્યભાગ્યૈરઘાહં પ્રચલિતવતી યત્ પ્રિયપદાત્,
ન તચ્ચિત્રં દુઃખં ભવતિ ભવતાત્ કિં તુ કથમ–
પ્યુદારં તદ્વક્ત્રં નયનપથ આસ્તામચિરતઃ. ૨૨

હે સખી, પ્રાણનાથના મનની, વચનની અને કૃતિની આજ્ઞા વિના તેમના ચરણકમલમાંથી અભાગ્યથી જ હમણાં દૂર થઈ ગઈ છું તેથી કરીને મને દુઃખ થાય તેમાં નવાઈ નથી, ભલે થાવ, પરન્તુ તેમના ઉદાર વદનકમલનાં દર્શન મને જેમ બને તેમ જલદી થાય એ જ ઈચ્છું છું.



પ્રતિગચ્છતિવિહ લોકઃ પરલોકાશાપિ સર્વથૈવાદ્ય,
મા ત્યજતુ મામનન્યાં જાતુ પરં ગોકુલાધીશઃ. ૨૩

હે સખી, આ લોક ભલે દૂર થાવ, પરલોકની સઘળી આશા પણ ચાલી જાવ, પરન્તુ અનન્ય એવી હું, તેનો ત્યાગ શ્રીગોકુલાધીશ કદાપિ ન કરશો.

યાદશી તાદશી નાથ ત્વત્પાદાબ્જૈકકિંકરી,
ત્વદ્વક્ત્રં કથમપ્યાશુ કુરુ દગ્ગોચરં મમ. ૨૪

હે નાથ, જેવી છું તેવી આપના ચરણકમલની કિંકરી–દાસી છું કોઈ પણ રીતે જલદી આપના મુખકમલનાં દર્શન કરાવો.

યદવધિ ગોપીનાથો દગ્વિષયોઽ–
ભૂન્મમાપિ મંદાયાઃ,
તદવધિ શિવમેવાસીદગ્રે કિં,
વા વિધાસ્યતિ પ્રેષ્ઠઃ ૨૫

હે સખી, મારા જેવી મન્દ ભાગ્યવાળીને જ્યાં સુધી પ્રાણપતિ દર્શન આપતા હતા ત્યાં સુધીનો સમય આનંદ મંગળથી શુભ રહ્યો હતો. હવે આગળ પ્રાણપતિ શું કરશે ? (કંઈ સમજ પડતી નથી)

卐

પ્રતિક્ષણનવં મુદા મુહુરહર્નિશં યત્પિબ–
સ્યયિ પ્રિયમુખાંબુજાસવમતોઽસિ ધન્યા સખિ,
કદાચિદતિસુંદરસ્મિતમુખઃ સુખેનાસ્થિતો–
ભવત્સદસિ મત્પ્રિયઃ સ્મરતિ માં કૃપાવારિધિઃ. ૧

હે સખી, હર પળે નવીન સ્વાદ આપનારું, પ્રિયતમના મુખકમળના અમૃતનું પાન તું આનંદથી કરે છે તેથી તું ભાગ્યશાળી છે. સભામાં સુખથી બિરાજતા એવા કૃપાસિંધુ, સુંદર હાસ્યયુક્ત મુખારવિન્દવાળા મારા પ્રાણનાથ શું મને ક્યારેક યાદ કરે છે ખરા?

પ્રિયવદનાંબુજદર્શન કાતરચિત્તાં તથાપિ સંવિગ્નામ્,
તત્સખિ ન જાનેઽહં કિં નુ વિધાસ્યત્યયં પ્રેષ્ઠઃ. ૨

હે સખી, પ્રિયતમના મુખકમળનાં દર્શન કરવાને અતિ આતુર ચિત્તવાળી અને વ્યાકુળ એવી મને એ મારા નાથ શું કરશે તે સમજાતું નથી.

વિયુક્તે નાથે યદ્વિપદનુપદં તત્સમુચિતં
વિયોગસ્તેનાયં મમ સમુચિતોઽન્યત્ર તુ પરમ્,
તથાપિ શ્રીરાધાહૃદયમણિરત્યંતકૃપયા
સ્વવક્ત્રેંદું ગોપીપતિરચિરતો દર્શયતુ મે. ૩

હે સખી, પ્રાણનાથના વિયોગ પછી અત્યારે જે દુઃખ આવી પડ્યું છે તે યોગ્ય જ છે. તેમના વિયોગમાં બીજું કાંઈ જ ઉચિત નથી. તો પણ શ્રીરાધાજીના હૃદયમણિ પ્રભુ અતિ કૃપાથી અને અતિ ત્વરાથી પોતાના મુખચન્દ્રનાં દર્શન મને કરાવે તો બહુ જ સારું.



કિં બહુના સખિ પાંથોઽપ્યેતદ્વાર્તાં સવિઘ્નકર્તૈવ,
તત્કિં કરોમિ મગ્ના દુઃખાબ્ધૌ તત્પ્રિયઃ શરણમ્. ૪

હે સખી, વધુ શું કહું! આ સમયે તો કોઈ મુસાફર સરખો પણ વિઘ્નકારક થઈ પડે છે. હું દુઃખના સમુદ્રમાં ડૂબી ગઈ છું. હવે શું કરું? માટે પ્રિય એ જ મારું શરણ છે.

પ્રિયનિકટે સખિ કાચિદ્યદિ માં
કૃપયા સ્મરયિષ્યતિ પ્રીતા,
તત્ક્ષણ એવ મનોરથનિચયાન્
પશ્યામ્યહં સત્યમ્. ૫

હે સખી, જો કોઈ મને પ્રિયની નિકટમાં કૃપા કરી, પ્રસન્નતાથી મારી યાદ દેવડાવશે તો તે જ ક્ષણે મારા સર્વ મનોરથોને હું સત્ય થયેલા માનીશ.

પરિજનહસનદ્વેષૈર્દુઃખિતમપ્યેતદાતુરં ચેતઃ
ન જહાતિ તત્સ્વભાવં તત્સાધુ ન વેતિ નો વિદ્મઃ. ૬

હે સખી, પરિજનોના હાસ્ય તથા દ્વેષથી દુઃખી થયેલું મારું આતુર મન પોતાનો પ્રિયવિષયક સ્વભાવ છોડતું નથી. તે યોગ્ય છે કે કેમ તે હું જાણી શકતી નથી.

યાવત્સ્વકાર્યં તાવત્તુ કૃતમેવ સખિ ત્વયા,
મદ્ભાગ્યોન્નતિકાલે સ સ્વયં મે કૃપયિષ્યતિ. ૭

હે સખી, તારે જે કાંઈ કરવું જોઈતું હતું તેટલું તેં કર્યું છે, પણ હવે તો મારા ભાગ્યની ઉન્નતિના સમયે તેઓ પોતાની મેળે જ મારા પર કૃપા કરશે.

ન સુખમાપ રમા ન ચ ચાતુરી
મયિ મનોભવયુદ્ધવિદગ્ધતા,
ન મધુરોક્તિરથો ન રસશ્ચ
કોઽપ્યયિ કથં ભવિતા પ્રિયસંગમઃ. ૮

હે સખી, મારામાં પ્રિયના સુખની યોગ્યતા નથી, સૌન્દર્ય નથી, ચતુરાઈ નથી, કામકેલિયુદ્ધનિપુણતા નથી, વાણીમાં મધુરતા નથી, અને કોઈ પ્રકારનો રસ પણ નથી પછી મને પ્રાણનાથનો સંગ કઈ રીતે થઈ શકે?

રતિપતિમંગલકલશૌ કુચકુંભૌ મીનકેતુરસપૂર્ણૌ,
કમલાવરકરકમલસ્પૃષ્ટૌ ભવતા વૃથૈવેમૌ. ૯

હે સ્વામિનીજીના પતિ, કામરસપૂરિત મંગળ કળશ સમાન મારાં સ્તન, આપના કરકમલના સ્પર્શ વિના વ્યર્થ જેવાં છે.

ગતા બુદ્ધિઃ શુદ્ધિર્જગતિ વિરુદ્ધિસ્વપતિર-
પ્યયે લજ્જા ગુર્વી ગુરુપતિસુતાનાં ન ગણિતા,
યદર્થં તત્સંગઃ સખિ ન ભવિતા યદ્યચિરત-
સ્તદા નાહં પશ્યામ્યહહ મરણાદન્યદરણમ્. ૧૦



હે સખી, મારી બુદ્ધિ પણ ગઈ, શુદ્ધિ પણ ગઈ, જગતમાં પતિએ અનુરોધન કર્યું, જે પ્રાણનાથને માટે, ગુરુજન, પતિ, પુત્રની લજ્જા પણ જાણી નહીં, એ પ્રિયતમ પ્રભુનો સંગ જો કદાપિ શીઘ્ર નહીં થાય તો હે સખી, મરણ વિના બીજી એક પણ ગતિ મને દેખાતી નથી.

વરં નેત્રે મુદ્રા ન પુનરિતરાલોકનમપિ
વરં શૂન્યારણ્યં સ્થિતિરિહ વરં નાન્યમિલનમ્,
વરં મૂકીભાવો ન પુનરપરા કાચન કથા
વરં પ્રાણત્યાગઃ ક્ષણમપિ ન તત્સંગવિગમઃ. ૧૧

હે સખી, આંખો બંધ રાખવી સારી, ગિરિધરના મુખકમળ સિવાય બીજું નીરખવું સારું નથી; શૂન્ય વગડામાં વાસ કરવો સારો, પ્રાણનાથ સિવાય અન્યને મળવું સારું નથી; મૂંગાપણું સારું, પણ પ્રાણનાથની કથા સિવાયની અન્ય વાત સારી નથી; પ્રાણત્યાગ સારો પણ પ્રાણનાથના સંગ વિનાની એક ક્ષણ પણ સારી નથી.

ભગવત્પદપંકજરાગજુષો
નહિ યુક્તતરં મરણેઽપિ તરામ્,
ઇતરાશ્રયણં ગજરાજગતો
ન હિ રાસભમપ્યુરરીકુરુતે. ૧૨

હે સખી, શ્રીગોવર્ધનધરણના ચરણકમળમાં જેની પ્રીતિ લાગી છે તેને તો મરણ થાય તો પણ અન્યનો આશ્રય ગમતો જ નથી. હાથીની સવારી કરનાર શું ક્યારેય પણ ગધેડા પર સવારી કરવાનું સ્વીકારશે કે?

અનન્યગોકુલસ્વામિન્નનન્યીકૃતગોકુલ,
માં કુરુષ્વ દયાસિંધો ત્વત્પદાંબુજરેણુષુ. ૧૩

હે અનન્ય, હે ગોકુળના સ્વામી, હે ગોકુળને અનન્ય બનાવનાર, હે દયાસાગર, મને આપના ચરણકમળની રજમાં રાખો.

સ્વતઃ કૃતા કૃપા નાથ કિશોરે મયિ યા ત્વયા,
સા કિમાશાલતા વૃદ્ધિફલિકૈવોત સત્ફલા. ૧૪
ભવતીતિ ન જાનામિ સર્વસામર્થ્યસંયુતા,
ત્વદીયાસ્મિ ત્વદીયાસ્મિ ત્વદીયાસ્મિ વ્રજાધિપ. ૧૫

હે કૃપાનાથ, કિશોર વયમાં આપે પોતે સ્વેચ્છાથી મારા પર કૃપા કરી હતી. શું તે આશારૂપી લતાની એમને એમ જ વૃદ્ધિ થવાની છે કે તેને કાંઈ ફળ આવવાનાં છે? હે ઉત્તમ ફળદાતા, હે સર્વ સામર્થ્યયુક્ત પ્રભુ વ્રજાધિપ, મને કશું સમજાતું નથી. હું આપની છું, આપની છું, આપની જ છું. આપની ઇચ્છામાં આવે તેમ કરો.

યાદશાંસ્તાદશસ્ત્વં તુ મા ત્યજાસ્માન્ દયાનિધે,
એતાવદેવ વિજ્ઞાપ્યં સર્વથા સર્વદૈવ નઃ. ૧૬

હે દયાનિધિ, આપને સર્વથા અને સર્વદા એટલી જ વિનંતિ છે કે જેવાં તેવાં પણ અમે આપનાં છીએ માટે અમારો ત્યાગ કરશો નહીં.



સ્વલ્પેનૈવાપરાધેન મહતા વા વ્રજેશ્વર,
અસ્માનુપેક્ષસે ત્વં તુ સ્વકીયા કિં બ્રુવે તદા. ૧૭

હે વ્રજેશ, નાનો કે મોટો અપરાધ કરવાથી આપ અમારી ઉપેક્ષા શો છો તો સ્વકીય એવા અમે તે આપને શું કહીએ?

ત્વદીયત્વં નિશ્ચિતં નસ્તવ ભર્તૃત્વમપ્યુત,
કાલકર્મસ્વભાવાનામીશિતૃત્વમપિ પ્રભો. ૧૮
અતઃકાલાદિજં દુઃખં ભવિતું ચ ન નોઽર્હતિ,
અપરાધેપ્યુપેક્ષા તુ નોચિતા સેવકેષુ તે. ૧૯
ઉપેક્ષયૈવ કાલાદિર્ભક્ષયત્યન્યથા ન હિ,
બાહિર્મુખ્યાત્કાલજાતં દુઃખં ચેત્સહજં હિ તત્. ૨૦

હે નાથ, અમે આપના જ છીએ અને અમારા પર આપનું ભર્તૃત્વ છે એ નિશ્ચિત જ છે. આપ કાળ, કર્મ અને સ્વભાવના નિયન્તા હોવાથી, કાળ, કર્મ અને સ્વભાવથી ઉત્પન્ન થતું દુઃખ અમને થવું યોગ્ય નથી. અમે આપના સેવકો છીએ. સેવકનો અપરાધ થાય તો પણ આપે અમારી ઉપેક્ષા ન કરવી જોઈએ. બહિર્મુખતાને લીધે કાલાદિક દુઃખ કરે તો અમારી બહિર્મુખતા તો સ્વાભાવિક છે, અને તે તો ફક્ત આપની કૃપાથી જ જાય. એટલે અપરાધ થાય તો પણ સેવકોની ઉપેક્ષા ઉચિત નથી, અન્યથા કાલાદિક અમને ભક્ષણ કરી જશે.

તદ્વૈપરીત્યં કૃપયા ભાવિન્યૈવાન્યથા ન હિ,
દોષાશ્રયત્વં સહજં જ્ઞાત્વૈવ હ્યુરરીકૃતિઃ. ૨૧

અતો દોષક્ષયેપેક્ષા કૃપાલૌ ત્વયિ નોચિતા,
ઉપેક્ષાં કિંતુ સહજપ્રભુત્વેન કરોષિ વા. ૨૨

આપની કૃપાથી એથી વિપરીત થશે એટલે કે કાલાદિક ભક્ષણ નહીં કરી શકે. દોષાશ્રયત્વ તો સહજ છે એમ જાણીને દોષોની ક્ષમા આપવામાં આપ વિલંબ કરો તે આપને યોગ્ય નથી. માટે અમારા દોષો જોઈ અમારી ઉપેક્ષા આપ કરો એ આપને માટે યોગ્ય નથી. અથવા તો આપ શું આપની સહજ પ્રભુતાને કારણે અમારી ઉપેક્ષા કરો છો? પણ તે રીતે ઉપેક્ષા કરવી આપને ઉચિત નથી.

દંડં સ્વકીયતાં મત્વેત્યેવં ચેષ્ટિટમેવ નઃ,
અસ્માસુ સ્વીયતાં મત્વા યત્ર કુત્ર યદા તદા. ૨૩

અમને આપના જ જાણીને આપ જ્યારે–ત્યારે, જ્યાં–ત્યાં અમને ગમે તેવો દંડ કરશો તેમાં અમારું તો શ્રેય જ છે.

યદ્યત્કરિષ્યસ્યખિલં તદસ્તુ પ્રતિજન્મનિ,
ઇદમેવ સદા પ્રાર્થ્યં ત્વદીયત્વં વ્રજેશ્વર. ૨૪

હે વ્રજેશ્વર, આપ જે જે કરો તે તે સર્વ અમને પ્રતિ જન્મ થાવ. અમે આપના જ છીએ એટલી જ પ્રાર્થના અમારે તો આપને કરવાની છે. માટે અમને આપના કરો.

દુઃખાસહિષ્ણુસ્ત્વત્તોઽહં તથાપિ પ્રાર્થયે પ્રભો,
તથૈવ સંપાદય નો નાપરાધો યથા ભવેત્. ૨૫

હે પ્રભો, દુઃખ સહન થતું નથી છતાં હું તો આપને એટલી જ વિનંતી કરું છું કે અમારાથી અપરાધો ન થાય તેવું આપ કરો.

卐

## વિજ્ઞપ્તિ–૮

અપરાધેઽપિ ગણના નૈવ કાર્યા વ્રજાધિપ,
સહજૈશ્વર્ય ભાવેન સ્વસ્ય ક્ષુદ્રતયા ચ નઃ. ૧

હે વ્રજાધિપ, વ્રજના અધીશ્વર આપે અમારા અપરાધોની ગણના કરવી યોગ્ય નથી. આપ તો સ્વાભાવિક ઐશ્વર્યભાવવાળા છો જ્યારે અમે ક્ષુદ્રતા દોષવાળા છીએ.

ત્વદીયત્વં યન્નસ્તદતિશયિતં ભાગ્યમતુલં,
સમીપસ્થાનામપ્યહહ ન વિલાસેક્ષણમિદમ્;
અભાગ્યં વાત્યુચ્ચં સપદિ ગણયામઃ કિમધિકૈ–
ર્વચોભિઃ સર્વસ્વં ત્વમસિ યદિ ગોવિંદ મનુષે. ૨

હે નાથ, અમે આપના જ છીએ, અમારું એ મોટું ભાગ્ય છે, છતાં આપની નિકટ રહીને પણ અમને આપના વિલાસી નેત્રકમળનાં દર્શન ન થાય એ અમારું દુર્ભાગ્ય છે, એવું અમે માનીએ છીએ. વાણીથી વધું શું કહેવું? હે ગોવિન્દ આપ માનો તો, મારું તો સર્વસ્વ આપ જ છો.

સર્વે પરિગૃહીતાઃ સ્મો ગોકુલસ્વામિના વયમ્,
ન ત્યક્ષ્યતિ દયાસિંધુરસ્માનન્યાયિનોઽપિ હિ. ૩

હે દયાસિંધુ, ગોકુળના સ્વામી એવા આપે અમારા સર્વનો અંગીકાર કર્યો છે, અમારું વરણ કર્યું છે તેથી અમે અન્યાયી હોવા છતાં આપ અમને તજશો નહીં, અમારો નિશ્ચય અંગીકાર કરશો.

સ્વકૃત્યાભિર્ભવત્યેવ તથાપિ કરવાણિ કિમ્,
તથાપિ ગતિરસ્માકં સ એવેતિ ન ભીરપિ. ૪

અમને અમારા કર્મોથી બહુ ભય રહે છે, પણ કરવું શું? એ શ્રીગોવર્ધનધર જ અમારી ગતિ છે એથી કાંઈ ભય જ નથી.

યથા વયં તદીયાઃ સ્મસ્તથા સોઽપિ નિસર્ગતઃ;
અસ્માત્પ્રભુસ્તશ્ચિંતા નૈહિકે પારલૌકિકે. ૫

જેમ અમે તેમના છીએ તેમ તેઓ પણ સ્વાભાવિક રીતે અમારા જ પ્રભુ છે તેથી અમને આ લોક કે પરલોકની ચિન્તા જ નથી.

ચિકીર્ષિતં કારયિત્વા શીઘ્રમાનેષ્યતિ પ્રભુઃ,
અસ્માનતો ન ચિંતા વઃ કાર્યા સર્વાત્મના પ્રિયાઃ. ૬

પ્રભુ, અમારી પાસે પોતે ઇચ્છેલું કાર્ય કરાવીને શીઘ્ર પોતાની નિકટ અમને અવશ્ય લઈ જશે તેથી અમને કોઈ પણ પ્રકારની ચિન્તા નથી.

એતેષામહમેવાસ્મિ સર્વસ્વમિતિ સુંદરમ્,
જાનાસ્યસ્માકમજ્ઞાનેઽપ્યતઃ કર્તા સ્વતોઽખિલમ્. ૭

અમારી અજ્ઞાનતા છે છતાં પણ પ્રાણપતિ તો એમ જ જાણે છે કે આ બધાનું સર્વસ્વ હું જ છું. તેથી અમારા સર્વ કાર્યના કર્તા આપ પોતે જ છો.



અંગીકૃતજનજનિતાઽપરાધકૂટક્ષમાવિનોદસ્ય,
અંગીકૃતિશ્ચ નિત્યા વદંતુ
કોઽન્યોઽસ્ય સામ્યમિયાત્. ૮

જે જીવોનો પોતે અંગીકાર કર્યો છે એવા અંગીકૃતજનોના અસંખ્ય અપરાધો ક્ષમા કરી દેવાની જેમની વિનોદ ક્રીડા છે, એ જેમને માટે રમતની વાત છે અને અંગીકાર છે તે નિત્ય છે, તે જીવનો પોતે ક્યારેય ત્યાગ નથી કરતા એવા એ પ્રભુની, શ્રીગોવર્ધનધરની બરાબરી કોણ કરી શકે?

ન સ્વાધ્યાયબલં ન યાગજબલં
નો વા તપસ્યાબલં,
નો વૈરાગ્યબલં ન યોગજબલં
નાપ્યુક્તભક્તેર્બલમ્;
નૈવ જ્ઞાનબલં ન ચાન્યદપિયત્—
કિંચિદ્બલંમેઽસ્તિ કિં
ત્વદ્યશ્વોપિ યદા તદા તવ કૃપા—
કૃતેક્ષણં મે બલમ્. ૯

હે નાથ, મારી પાસે એકે બળ નથી. નથી વેદાધ્યયનનું બળ કે નથી યજ્ઞનું બળ, નથી તપનું કે વૈરાગ્યનું બળ કે નથી યોગનું બળ, શ્રીમદ્ભાગવતમાં નિરૂપિત એવું ભક્તિનું કે જ્ઞાનનું અથવા તો બીજા કોઈ પ્રકારનું બળ મારી પાસે છે જ નહીં. પરન્તુ આજે, કાલે કે ગમે ત્યારે આપના કૃપાકટાક્ષ મારા પર આપ નાંખો તે જ મારું તો બળ છે.

તુચ્છીકૃતાસ્ત્વત્કૃપાતઃ પૂર્વં કાલાદયો મયા,
સ્મૃત્વા તદ્વૈરમધુના બાધંતે ત્વત્કૃપાં વિના. ૧૦

આપની કૃપાથી અગાઉ મેં કાલાદિકનો તિરસ્કાર કર્યો હતો. હવે આપની કૃપાના અભાવથી તે કાલાદિક વેરને યાદ કરી મને સતાવે છે.

યસ્ય હેયો લોભ એવ તસ્યૌદાર્યસ્ય કા કથા,
સર્વસ્વદાનશીલત્વં ચિત્રં પાત્રપરં પરમ્. ૧૧

કોઈ લોભને છોડી દે તો તેની ઉદારતાની તો વાત જ શી કરવી? બધું અપાય, લોભ ન અપાય. આપ સહજ જ સર્વસ્વદાન કરવાવાળા છો, લોભાત્મક અધરામૃતનું દાન કરો છો છતાં આ સમયે આપનું દાન પાત્ર–અપાત્રના ભેદયુક્ત છે તે મને બહુ આશ્ચર્ય કરાવે છે.

તથા કાચિદનંગાગ્નિતપ્તા ત્વાં યદવીવદત્,
મત્પુરસ્તચ્છૃણુષ્વેતિ વદ યાદવપુંગવમ્. ૧૨

હે સખી, યાદવોમાં શ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણને કહે કે કામાગ્નિથી તપેલી એવી કોઈકે મારી પાસે જ કહેવડાવ્યું છે તે કૃપા કરીને સાંભળો. આમ કહીને મારી અવસ્થાની વાત કરજે.

શિશિરત્વં શશિનસ્ત્વત્કૃપાવલોકનકૃતં મન્યે,
નો ચેદ્ગતવતિ ભવતિ પ્રચંડકિરણાઃ કથં સપદિ. ૧૩

અગાઉ તો આપની કૃપાદૃષ્ટિથી મને ચંદ્રનાં કિરણો શીતળ લાગતાં હતાં પણ હવે તે જ કિરણો કેમ પ્રચંડ, અતિ તાપ આપનારાં થયાં છે?



ત્વદધરસુધાપાનેન શ્રીમુખાંબુજશોભયા,
તુહિનં કિરણસ્તુચ્છીભૂતો બભૂવ પરં પ્રિય;
સપદિ મમ તદ્વૈરં સ્મૃત્વા શુશુક્ષણિસંનિભૈ–
ર્મદનદહનો દગ્ધું દ્યોતદ્રુનોતિ નિજાંશુભિઃ ૧૪

હે પ્રિય, અગાઉ જ્યારે મેં આપના અધરામૃતનું પાન કર્યું હતું ત્યારે આપના શ્રીમુખચંદ્રની શોભાને નિહાળીને ચંદ્રને તુચ્છ જાણ્યો હતો, એ પાછલા વેરને યાદ કરી ચંદ્ર કામાગ્નિ રૂપ થઈને અગ્નિ જેવા તપ્ત પોતાનાં કિરણોથી મારા હૃદયને દુઃખ આપે છે.

યદિ કૃપયતિ રાધા બાધિતાશેષબાધા
કિમપરમવશિષ્ટં પુષ્ટિમર્યાદયોર્મે,
વદતિ યદિ કથંચિત્સ્મેર હાસોદિત શ્રી–
દ્વિજવરમણિપંક્ત્યા મુક્તિશુક્ત્યા તદા કિમ્. ૧૫

સમગ્ર બાધાઓ જેમનાથી બાધિત છે એવા શ્રીસ્વામિનીજી શ્રીરાધાજી જો મારા પર કૃપા કરે તો પછી મને કંઈ પુષ્ટિ કે મર્યાદાની અપેક્ષા છે જ નહીં. વળી જો પોતે મારી સાથે સુંદર હાસ્યથી મણિની હારમાળાની શોભા ધરાવતી દંતપંક્તિથી ભાષણ કરે તો એના શ્રવણ પછી મુક્તિ સીપના શ્રવણનું કાંઈ જ કામ નથી.

શ્રીરત્નહાસપ્રભયાખિલાંગે
તચ્ચુંબનૈસ્તત્પ્રતિબિંબતૈશ્ચ
તાસાં કટાક્ષૈશ્ચ ચતુર્યુગીય
રૂપાણિ ધત્સે ક્ષણશો વ્રજેશ. ૧૬

હે વ્રજનાથ સ્રીરત્ન શ્રીરાધિકાજીના હાસ્યની ઉજ્વલ પ્રભા જ્યારે આપના શ્રીઅંગ પર પડે છે ત્યારે આપ સતયુગનું શ્વેત સ્વરૂપ ધારણ કરો છો, તેમના ચુંબનની આરક્ત પ્રભા જ્યારે શ્રીઅંગ પર પડે છે ત્યારે ત્રેતાનું આરક્ત સ્વરૂપ ધારણ કરો છો, પ્રતિબિંબની પીત પ્રભા પડે છે ત્યારે દ્વાપરનું પીતસ્વરૂપ ધારણ કરો છો અને કટાક્ષની શ્યામ પ્રભા પડે ત્યારે કળિયુગનું શ્યામ સ્વરૂપ ધારણ કરો છો. આમ આપ ચારે યુગના સ્વરૂપ ધારણ કરવા સમર્થ છો.

ત્વમીશ્વરેઽસિ ગીતં તે ક્ષુદ્રોહં કિં વદામિ હિ,
યાદશોઽસિ હરે કૃષ્ણ તાદશાય નમો નમઃ. ૧૭

હે હરિ, હે શ્રીકૃષ્ણ, આપે કહેલું છે કે હું ઈશ્વર છું, એટલે હું તુચ્છ આપની આગળ શું કહી શકું ? તેથી આપ જેવા છો તેવાને હું વારંવાર નમન કરું છું.

સ કોઽપિ સખિ સાનંદનંદાઘુત્સંગલાલિતાઃ,
કરોતિ સુષમાસીમા મન્મથોન્મથિતા દિશઃ. ૧૮

હે સખી, નંદાદિકના ઉત્સંગમાં–ખોળામાં આનંદથી રમી રહેલા અતિશય કાન્તિવાળા તે કોણ હશે જે દિશાઓને પણ કામદેવના બાણોથી વીંધી નાંખે છે !

અધરાંજનદીપ્તિમત્સુનાસા–
પુટમુક્તાફલભૂષણં તવાસ્યમ્,
સદશં ભવતીતિ ગોપિગુંજા–
ફલમુક્તા ઉરસીન્દ્રિયે બિભર્તિ. ૧૯



આપનું શ્રીમુખકમળ અધરના રાગથી અને અંજનના રંગથી ખૂબ શોભે છે, નાસિકા પર મોતીનું સુંદર આભૂષણ ઝળકી રહ્યું છે, વક્ષસ્થળ પર ગોપિગુંજાફળની માળા મુક્તાફળની જેમ શોભા આપે છે.

રૂપં તવૈતદતિસુંદરનીલમેઘ
પ્રોદ્યત્તડિન્મદહરં વ્રજભૂષણાંગિ,
એતત્સમાનમિતિ પીતવરં દુકૂલ–
મુરાલુરસ્યપિ બિભર્તિ સદા સ નાથઃ. ૨૦

વ્રજના આભૂષણ રૂપ હે નાથ આપનું સ્વરૂપ સુંદર શ્યામ મેઘમાંથી ઉત્પન્ન થતી વીજળીના મદને હરનારું છે. તેથી જ આપ તે વીજળી જેવું પીત વસ્ત્ર શ્રીઅંગ તથા કટિ પર ધારણ કરો છો.

પુરોવાતપ્રાવૃટ્સમયવિરહે મેઘવિરહાત્
સુતપ્તાહં ગંતુંપદમપિ ન શક્તા તદિહ ચેત્,
સમાનો યો મેઘઃ, પુનરપિ કૃપાશક્ત્યખિલકૃત્,
તતો મામેવ ત્વં નય નિજગૃહં તસ્ય ઝટિતિ. ૨૧

અગાઉ વર્ષાઋતુનો પવન લાગવાથી મેઘગર્જનના વિરહથી મહાતપ્ત થયેલી હું એક પણ ડગ માંડવા અસમર્થ હતી એવું અહીં હોય તો આપ મેઘથી મહાન છો તેથી ફરી આપ આપની કૃપારસ અખિલ શક્તિથી એ મેઘના સમાન નિજગૃહમાં જલદી લઈ પધારો.

નાથેઽનુકૂલતાં યાતે સર્વં યાત્યનુકૂલતામ્,
તસ્મિંસ્તદ્વિપરીતે તુ સર્વમેવ ભવેત્તથા. ૨૨

પ્રાણપતિ અનુકૂળ થાય ત્યારે સર્વ કાંઈ અનુકૂળ જ થઈ જાય છે. તે જો પ્રતિકૂળ થાય તો પછી સર્વ કાંઈ પ્રતિકૂળ જ થાય છે.

યદિ પ્રિયસખીજનો મયિ કૃપાં કરોતિ સ્વયં
વિરુદ્ધશતમપ્યહં ન ગણયે તથાપિ ક્ષણમ્
મનોરથલતાશ્રયે વ્રજવધૂવૃતેઽસ્મિન્નપિ
વ્રજાધિપતિરેવ મે શરણમસ્તુ દાસ્યાઃ સદા. ૨૩

પ્રિય સખીજનો સ્વયં મારા પર જો કૃપા કરે તો સેંકડો મારી વિરુદ્ધમાં હશે તોય તેમને હું નહીં ગણકારું. વ્રજસીમંતિનીઓથી વિંટળાયેલા શ્રીકૃષ્ણપ્રભુમાં મનોરથ રૂપી લતાઓનો આશ્રય કરી, અમારા જેવી દાસીઓ માટે શ્રીવ્રજાધિરાજ જ શરણ છે.

અપિ કાપિ સાપિ સંપ્રતિ વરિર્વર્તિ
સખિ વ્રજાધિપપ્રાણા
યાં નંદસૂનુમુરલીતરલં ચેતઃ સમાદધ્યાત્. ૨૪

હે સખી, શ્રીવ્રજાધિપ કોઈ પણ પ્રત્યે આવું વર્તન કરે છે? એવી કોઈ સખી છે કે નંદપુત્ર શ્રીકૃષ્ણની સુંદર મોરલીના સ્વરથી જેનું ચિત્ત આકર્ષાયું છે!

આવિર્ભૂતાનુરાગા વા કિંવા નગનવાંકુરઃ,
સમુચ્ચયપદં વેતિ ન સ નિશ્ચયભૂરભૂત્. ૨૫

વક્ષસ્થળ રૂપ પર્વતની વચમાં નૂતન ભાગના અંકુરનો સ્નેહ પ્રગટ થવા છતાં તે ઉચ્ચપદને જાણે છે કે નહીં તેનો નિશ્ચય થયો છે યા નથી થયો?

卐

## વિજ્ઞપ્તિ-૯

સંદેશઃ કોઽન્વભૂદ્યત્ર રમણં તે સખીજનૈઃ,
સ કાલોઽપિ યદા નાસ્તે સમાહૂતા સ્વવેણુના. ૧

સખીજનો સાથે આપે રમણ કર્યું હતું એ દેશ કયાં અને એ કાળ પણ કયાં જ્યારે આપે વેણુનાદ કરી સખીજનોને બોલાવ્યાં હતાં!

યઃ સર્વજ્ઞઃ સર્વશક્તિર્યમવાદીદિતિ શ્રુતિઃ,
તં પ્રપન્નસ્ય મેઽદ્યાપિ કથં દુઃખં ન વેદ તત્. ૨

જેને શ્રુતિઓ સર્વજ્ઞ કહે છે, બધું જાણનાર કહે છે, સર્વશક્તિમાન, તમામ પ્રકારની શક્તિવાળા કહે છે એવા પ્રભુને હું શરણે છું તો પછી મારું દુઃખ શું તેઓ નહીં જાણતા હોય!

હરે ત્વન્નામ નિર્વક્તિ યથા શ્રુતિરહં સદા,
ગૃહ્ણામિ યદ્યદા નાથ તત્તથૈવાસ્તુ નાન્યથા. ૩

શ્રુતિઓ જે પ્રમાણે આપના નામનો અર્થ સમજાવે છે તે પ્રમાણે હું આપનું નામ લયા કરું છું, રટયા કરું છું, તો શું 'હરિ એટલે દુઃખના હરનાર'—એ અર્થ યથાર્થ થશે, અન્યથા નહીં થાય? આપ આપના નામ પ્રમાણે મારું વિયોગદુઃખ હરશો?

કથં સ ભુંક્ષે સસ્નેહમદ્ય ત્વં પ્રત્યહં યથા,
ઇતિ પુષ્ટસ્મિતઃ પાતુ હરિશ્ચૌર્યભુજિસ્મૃતિઃ. ૪

જેમ પૂર્વમાં તમારા સ્નેહનો હું ઉપયોગ કરતી હતી તેમ અત્યારે તમે મારા સ્નેહનો ઉપયોગ કરો છો, એવું પૂછવા થકી, ગોરસનો ભોગ કરનાર, શ્રીહરિના સ્મિત–હાસ્યમય સ્વરૂપની સ્મૃતિ સદા મારું રક્ષણ કરો.

કિમિદં કુરુષે વત્સ મૃત્સાસંવૃન્મુખાંબુજમ્,
સ્વલંકૃતં ગંધતૈલકજ્જલૈઃ કંજલોચન. ૫

હે વત્સ, હે કંજલોચન–કમળના જેવી આંખોવાળા, ગંધ તેલ અને કાજળથી અલંકૃત અને માટીવાળા મુખારવિન્દથી આ શું કરો છો?

કિં નાશ્રાવિ ત્વયા વેણુસ્વરઃ સ્મરવિકસ્વરઃ,
સદાગતિગતિસ્તંભો નગસ્થિરગતિર્યતઃ. ૬

હે સખી, કામને ઉત્તેજિત કરનાર મુરલીનો સુંદર સ્વર તને ન સંભળાયો, જે સ્વરના પ્રભાવથી સદા ચલાયમાન એવો પવન સ્થિર થઇ ગયો! અને સદા સ્થિર એવો પર્વત ચલાયમાન થઈ ગયો!

કિં ત્વયા મૃગ્યતે કુંજે તમઃપુંજે બુજેક્ષણે,
ત્વન્મનોમણિહર્તા યઃ સ ઇદાનીં વનાંતરે. ૭

કમળના જેવી જેમની આંખો છે એવા તમે ઘોર અંધકારવાળી કુંજમાં શું શોધી રહ્યા છો? તમારા મનરૂપી મણિનું હરણ કરનાર જે છે તે તો અત્યારે વનાંતરમાં છે.



કરોતિ કમલાકાંતઃ કામિનાં કરુણાકરઃ,
યત્કૃતં વિકૃતં નૈવ કદાચિદપિ કસ્યચિત્. ૮

કામિનીઓ પર દયા કરનાર કમલાકાંતે–સ્વામિનીજીના પતિએ જે કર્યું છે તેનાથી ઊલટું કદાપિ અને કોઈપણ રીતે તેઓ નહીં કરે.

સોસ્માનવતુ સર્વત્ર દદાત્વભિમતં સદા,
યઃ પ્રાર્થિતો ભક્તજનૈઃ પપૌ વહ્નિં દધૌ ગિરિમ્. ૯

ભક્તોની પ્રાર્થનાથી પ્રભુએ દાવાનળનું પાન કર્યું, ગિરિને ધારણ કર્યો. એવા પ્રભુ અમારું સર્વત્ર રક્ષણ કરો અને અમને અમારું ઇચ્છિત સદા આપો.

સ્વવિશ્રાંતિસ્થાનં ત્રિજગતિ વિચિન્વન્સતિચિરા–
દતિશ્રાંતા શીતાનિલ મભિલિષત્યાલિસુષમા,
શનૈર્યાં નાસાયામકૃત તદયં સ્વેદજકણ–
સ્ત્વદગ્રે મુક્તાવદ્વિધુમુખિ ચકાસ્તે પિપતિષુઃ. ૧૦

હે ચન્દ્રમુખી, ઘણા વખતથી ઘણી થાકેલી, શીતળ પવનની અભિલાષાવાળી, પોતાની વિશ્રાન્તિ માટેનું સ્થાન ત્રણે જગતમાં શોધતાં તેની સુગંધી ધીમેથી નાસિકામાં પ્રવેશવાથી સ્વેદજલનાં કણો મોતીની સમાન પતિમાં પણ શોભી રહ્યા છે.

ગણયે કુચયોરેવ ત્વત્પરાયણતાં પ્રિય,
ત્વત્કરસ્પર્શસમયં જ્ઞાત્વૈવાસ્તાં બહિઃ સ્ફુટૌ. ૧૧

હે પ્રિય, મારાં એ સ્તનોને આપ તરફ પ્રેરાયેલા હું માનું છું. આપના હસ્તસ્પર્શનો સમય જાણી બહાર પ્રગટ થયા છે.

પ્રાયઃ સત્પાત્રતોત્કર્ષૌ યચ્છોભાયાદ્દારતામ્,
દાતર્યધ્યત એવાસીદનંતે દેયમુત્તમમ્. ૧૨

પોતાનો ઉત્કર્ષ ઘણું ખરું સત્પાત્રમાં જ પ્રકટ કરવો. ઉદારતાની એજ શોભા છે. દાતામાં એ જ ધર્મ જોઈએ કે ઉત્તમ રસ યોગ્ય પાત્રમાં જ આપવો.

પ્રાદુર્ભવતિ વકારસ્ત્વદધર પીયૂષદશનસંયોગાત્,
તેનામૃતબીજત્વં યુક્તં પ્રાણપ્રિયે તસ્ય. ૧૩

આપના અધરામૃતમાં લાગેલ દંતક્ષતના સંયોગથી વકાર પ્રગટ થાય છે. તેના અમૃતબીજથી આપ એ જીવ પર કૃપા કરો એ યુક્ત છે, યોગ્ય છે.

મુહુર્ગતાગતજ્ઞાનસ્નેહભાવેષુ તત્કિણૈઃ,
વ્યાપ્તેષ્વાત્માદિષુ વ્રીડા મૃદ્વી તિષ્ઠેત્કથં વદ. ૧૪

આત્માની અંદર સ્નેહભાવ હૃદયમાં વારંવાર પ્રાપ્ત થવાથી, યોગ્ય, અયોગ્યનું જ્ઞાન રહેતું નથી તો પછી લોકલજ્જાથી કેમ સ્થિર રહેવાય તે આપ કહો.

યથાયથા પ્રિયાપાંગશરપાતસ્તથાતથા,
તદાભિમુખ્યં ભજસે વ્રજેશ ક્ષત્રિયોસિ કિમ્. ૧૫



હે વ્રજેશ, જેમ જેમ પ્રિયાજીના અપાંગ–નેત્રકટાક્ષ રૂપી બાણોનો મારો આપના પર ચાલે છે તેમ તેમ આપ સન્મુખ દોડી આવો છો. તેથી આપ ક્ષત્રિય છો કે શું? (જેમ રણમાં કોઈ ક્ષત્રિય જેમ જેમ માર પડતો જાય તેમ તેમ સામે આવતો જાય તેમ અહીં કામયુદ્ધમાં પ્રિયાના કટાક્ષરૂપી બાણોનો જેમ જેમ માર પડે તેમ તેમ પ્રભુ તેમની નિકટમાં આવતા જાય છે.)

પ્રિયત્વદધરામૃતાદતિવિલક્ષણા કિં તુ સા—
સ્ત્યહો નયનનીલનીરજયુતે મદીયે તુ યત્,
યદૈવ મમ લોચને ત્વદધરં સુસંગચ્છતે
તદૈવમધુપાવૃતો ભવતિ નાન્યદા સુંદર. ૧૬

હે સુન્દર હે પ્રિય, મારા નેત્રના જળરૂપી મેઘની આપના અધરામૃતથી પણ અતિ વિલક્ષણતા છે, અહો જ્યારે મારા નેત્રોમાં આપનો અધરરસ પ્રાપ્ત થાય છે ત્યારે મારો મનરૂપી ભ્રમર સાર્થક થાય છે. બીજી રીતે નહીં.

શ્રુત્યુક્તાસાન્યથા નૈવ કર્તું શક્યેતિ ચેત્તદા,
કંસાદિકાલવચ્છક્યા તવૈવેતિ વદામ્યહમ્. ૧૭

શ્રુતિમાં કહેલા વાક્યોને અન્યથા કરવાનું આપના માટે જો શક્ય ન હોત તો હું કહું છું કે કંસ આદિ દૈત્યોને મારવાની કાળરૂપ શક્તિ આપશ્રીમાં જ છે.

વિજાતીયજનાક્રાંતે નિજધર્મસ્ય ગોપનમ્,
દેશે વિધાય સતતં સ્થૈર્યમિત્યેવ ભાસતે. ૧૮

વિજાતીય જીવોથી આક્રમણ કરાયેલ દેશમાં સ્વધર્મનું ગોપન કરવું જોઈએ, છૂપું રક્ષણ કરવું જોઈએ અને સ્વદેશમાં જ ધર્માચરણ કરીને રહેવું જોઈએ એમ મારું માનવું છે.

સુસ્થિરે નીલજલદે સ્થિરસૌદામનીયુતે,
સ્થિરં મનો યદિ ભવેત્સ્થિરં ભાગ્યં તદૈવ હિ. ૧૯

ચંચળતા વિનાના શ્યામ વાદળોમાં વીજળી પણ સ્થિર હોય તેમ મન જો સ્થિર થાય તો જ હું મારું ભાગ્ય સ્થિર થયું માનીશ.

નિવેદિતાત્મભિન્નેષુ સદૌદાસીન્યમાચરેત્,
પ્રાવાહિકાસ્તેપિ ચેત્સ્યુરુપેક્ષૈવોચિતા યદા. ૨૦

નિવેદિત જીવો સિવાયના સાથે સદા ઉદાસીનપણે રહેવું જોઈએ અને તેઓ પણ જો પ્રવાહી જીવો થાય તો તેમની ઉપેક્ષા કરવી જ ઉચિત છે.

શ્યામ કંચુક નિદર્શનેન
મન્માનસેપ્યણુતરેપિ મહાન્ સઃ,
ગોકુલૈકજન જીવનમૂર્તિ–
ર્માસ્યતિસ્વકૃપયૈવ કૃપાલુઃ. ૨૧

શ્રીગોકુલવાસીઓના જીવનરૂપ સ્વરૂપ શ્રીનાથજી પ્રભુ પોતે મહાન છતાં પણ કૃપાળુ હોવાથી મારા અતિશય નાના મનમાં શ્યામ કંચુકની પેઠે સમાઈ રહે છે. (એવો પ્રસંગ છે કે એક સમયે શ્રીગુસાંઈજીએ શ્રીનાથજીને ધરાવવા માટે



શ્યામ વસ્ત્ર મંગાવ્યું. આ વસ્ત્ર નાનું હતું છતાં પણ પોતાની ઇચ્છા તે વસ્ત્ર ધરાવવાની હતી તેથી શ્રીનાથજી તેમની ઇચ્છા પ્રમાણે આ નાના વસ્ત્રમાં સમાઈ ગયા.)

શશ્વત્પિપાસિતાપાંગધ્યાનાવસ્થિતચેતસા,
પ્રાપ્તતન્નિજરૂપાય ગોવિંદાય નમો નમઃ. ૨૨

નિરંતર આપનાં દર્શનની પ્યાસવાળી, ધ્યાનાવસ્થિત ચિત્તવાળી, નિજરૂપને પામેલી, મારી ભાવના શ્રીગોવિન્દ પ્રભુને વારંવાર નમસ્કાર કરે છે.

સખ્યાદિવાંબુજાશ્લિષ્ટપ્રિયાપાંગૈરિવાર્ચિતઃ,
પરિધાય બભૌ નીલકંચુકં ગોપિકાપતિઃ. ૨૩

મિત્રતાને લીધે જાણે કે કમળને ભેટયા હોય એમ અને શ્રીસ્વામિનીજીનાં કટાક્ષબાણોથી સેવાતા હોય તેમ, શ્યામ કંચુક પહેરીને શ્રીગોપિકાપતિ શોભવા લાગ્યા.

રાધાગુણૈઃ સહાવિષ્ટં માધવાંતર્હૃદિ સ્મરે,
તત્ર ગંતુમશક્તં તદ્યાનં કર્ણાવલંબ્યભૂત્. ૨૪

શ્રીસ્વામિનીજીના સુંદર ગુણોથી આવેશ પામેલા શ્રીમાધવ–શ્રીકૃષ્ણ પ્રભુને હું હૃદયમાં સ્મરું છું. કારણ કે ત્યાં જવા માટે હું અશક્ત છું માટે સ્મરણથી શ્રીસ્વામિનીજીના તે ગુણો મારા કાનમાં પ્રવેશ કરે.

જ્ઞાનેન સાધનૈશ્ચાન્યૈઃ શૂન્યાનસ્માન્મુદા સ્વયમ્,
અનુગૃહ્ણાતિ સોસ્માકં પ્રભુઃ શ્રીવિઠ્ઠલેશ્વરઃ. ૨૫

અમે તો જ્ઞાન તથા અન્ય સાધનોથી શૂન્ય છીએ, રહિત છીએ તો પણ અમારા પતિ શ્રીગોવર્ધનધર અમારા પર અનુગ્રહ કરશે.

એકે કર્મપ્રવૃત્તાઃ સતતમિહ પરે ભક્તિપૂર્ણાર્દ્રચિત્તાઃ
કેચિજ્જ્ઞાનૈકનિષ્ઠાઃ પ્રભુચરણનમસ્યાર્તવૃત્તૌઘવિત્તાઃ;
તત્તન્નિષ્ઠાવિહીનં જગદુદધિપયઃસંસ્તૌ દીનમીનં
મા કશ્ચિત્કૃષ્ણહેતુઃ કૃપયિતુમિહ તે વલ્લભીયા મમેતિ. ૨૬

કોઈક તો રાતદિવસ કર્મમાં પ્રવૃત્તિવાળા હોય છે, કોઈક ભક્તિથી પૂર્ણ ભિંજાયેલા ચિત્તવાળા હોય છે, કોઈક જ્ઞાનમાં એકનિષ્ઠાવાળા હોય છે, કોઈક પ્રભુના ચરણોમાં નમન કરતા રહેવાની ઇચ્છાવાળા હોય છે. આમાંની કોઈપણ જાતની નિષ્ઠાથી વિહીન હું જગતરૂપી દરિયામાં પડેલ દીન મીન–મત્સ જેવો છું તેના પર શ્રીકૃષ્ણ કારણરૂપ બની કૃપા કરવા તૈયાર થાવ કારણ કે "વલ્લભીય મારા છે", એવું આપશ્રીનું વચન સત્ય છે.

卐

**સમાપ્ત**

# શ્રીગોવિંદપ્રભુ ટ્રસ્ટનાં પ્રકાશનો

| સાહિત્યનું નામ | સૂરત | બહાર ગામ |
|---|---|---|
| | રૂા. | રૂા. |
| ૧. રસેશ્વરનો રસથાળ ભા. ૧ થી ૩ | ૫૫ | ૬૫ |
| ૨. રસેશ્વરનો રસથાળ ભા. ૩ | ૨૫ | ૩૦ |
| ૩. આશરો એક શ્રીવલ્લભાધીશનો | ૧૫ | ૧૮ |
| ૪. શ્રીવલ્લભાચાર્યજીની દાર્શનિક પરંપરા | ૩૦ | ૩૫ |
| ૫. હરિરસ તર્બાહિ તો જાય પૈયે | ૧૦ | ૧૪ |
| ૬. અદેયદાનીનું મહારસદાન | ૬ | ૯ |
| ૭. સંક્ષિપ્તસેવાવિધિ | ૭ | ૯ |
| ૮. યમુનાસ્તુતિમુક્તાવલી | ૬ | ૮ |
| ૯. ઉપનિષદો (આઠ)ની સંસ્કૃતમાં ટીકા | | ૨૦ |
| ૧૦. નામસ્મરણ પુસ્તિકા નં. ૨૦ | | ૨૫ |
| ૧૧. શ્રીબાલકૃષ્ણપ્રભુનું ચિત્રજી વિવિધ રંગોમાં ૧૬"×૨૨" | | ૫ |
| ૧૨. પુષ્ટિધ્વજ મોટો રૂા. ૩૩ મધ્યમ રૂા. ૨૩ | | |

૧ થી ૮ એજન્ટો મારફત મળવાના ભાવો.
૯ થી ૧૨ કાર્યાલયમાંથી રૂબરૂમાં મળશે.

**ટપાલ ખર્ચ સાથે M. O. અથવા ડ્રાફ્ટ મોકલો**

શ્રીગોવિંદપ્રભુ ટ્રસ્ટ, વજરત્ન એપાર્ટમેન્ટ,
ષષ્ઠપીઠ હવેલી પાસે, ચૌટાબજાર સુરત–૩.